## સરળ મેટ્રીક્યુલેશન ઇતિહાસ

# મરાઠા યુગ

[ પ્રશ્નોત્તર [illegible] ]


: લેખક :

એક અનુભવી શિક્ષક


મૂલ્ય : ચાર આના


હરિહર પુસ્તકાલય બુકસેલર્સ પબ્લીશર્સ સુરત

## મરાઠા વંશાવળી.

શાહજી
- શિવાજી (ઇ. સ. ૧૬૭૪ (રાજ્યાભિષેક) - ૧૬૮૦)
  - સંભાજી (૧૬૮૦-૧૬૮૯)
    - શાહુ. સતારામાં રાજ્ય સ્થાપ્યું (૧૭૦૮ થી ૧૭૪૮)
      - રાજારામ (દત્તક) (૧૭૪૯-૧૭૭૮)
        - શાહુ બીજો (૧૭૭૮-૧૮૧૮)
          - બાલા સાહેબ (૧૮૧૮-૧૮૩૭)* ૧૮૩૭માં અંગ્રેજોએ એ રાજાને પદભ્રષ્ટ કરી ૧૮૪૦ સુધી કારોબાર ચલાવ્યો.
            - શાહજી (આપા સાહેબ) (૧૮૪૦-૧૮૪૮) ૧૮૪૮માં અપુત્ર મરણ થવાથી ખાલસા થયું.
  - રાજારામ (૧૬૮૯ થી ૧૭૦૦)
    - શિવાજી બીજો (તારાબાઇની દેખરેખ) (૧૭૦૦-૧૭૦૮) (કોલ્હાપુર)માં રાજ્ય સ્થપાયું.
      - રાજારામ (૧૭૦૮-૧૭૧૨)
    - સંભાજી બીજો (કોલ્હાપુરમાં ૧૭૧૨-૧૭૬૦)
      - રાજ્ય હજુ ચાલે છે.

## પેશ્વાઓ.

- બાળાજી વિશ્વનાથ (૧૭૧૪-૧૭૨૦)
  - બાજીરાવ ૧ લો (૧૭૨૦ થી ૧૭૪૦)
    - બાળાજી બાજીરાવ (૧૭૪૦-૧૭૬૧)
      - માધવરાવ (૧૭૬૧-૧૭૭૨)
      - નારાયણરાવ (૧૭૭૨-૭૩)
        - માધવરાવ બીજો (સવાઈ માધવરાવ) (૧૭૭૪-૧૭૯૫)
    - રાઘોબા (રઘુનાથરાવ)
      - બાજીરાવ બીજો (૧૭૯૫-૧૮૧૮) ૧૮૧૮માં અંગ્રેજોએ પદભ્રષ્ટ કરી વર્ષાસન આપ્યું.

## શિવાજી.

### સારાંશ

સત્તરમી સદીની શરૂઆતમાં દક્ષિણમાં બીજાપુર અને ગોવળકોંડાના મોટાં રાજ્યોની પડતી થતી હતી તે તેમજ બીજાં રાજ્યો અસ્તવ્યસ્ત થઇ ગયાં હતાં. ઔરંગઝેબ હિંદુઓ પર ધાર્મિક જુલમ ગુજારતો હતો. અને જુદાં જુદા રાજ્યોમાં વહીવટી તેમજ લશ્કરી નોકરીમાં મરાઠાઓ સારા પ્રમાણમાં હતાં. આ બધી પરિસ્થિતિનો લાભ શીવાજીએ લેવા માંડ્યો. તેણે બીજાપુર તેમજ મોગલ વિભાગોમાં લૂંટ કરવા માંડી અને કીલ્લાઓ એક પછી એક સર કરવા લાગ્યો અને ધીમે ધીમે સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું.

શિવાજીએ નાનપણમાં પોતાની માતા તથા ગુરુ પાસે ઉચ્ચ પ્રકારનું ધાર્મિક તથા યુદ્ધકળાનું શિક્ષણ મેળવ્યું હતું અને તેથી તેનામાં સ્વદેશાભિમાન તથા ધર્માભિમાન પ્રગટ થયાં હતાં. તેણે એક બહાદુર સૈનિક તરીકે આગળ આવી માણસો ભેગાં કરી જુદા જુદા પ્રદેશોપર પોતાની સત્તા જમાવવા માંડી અને સ્વતંત્ર મરાઠા રાજ્યનો પાયો નાંખ્યો.

તેણે પોતાની કારકીર્દી દરમ્યાન ઔરંગઝેબ સાથે યુદ્ધ કરી તેને ઘણો હંફાવ્યો. બીજાપુરના રાજાને પણ શરણે લાવી તેની સાથે સંધી કરી. અને ત્યાર પછી દક્ષિણ હીંદના કર્ણાટક, જંજી વગેરે રાજ્યો લીધાં. તેણે મુસલમાનના પાસમાંથી પોતાના ધર્મનો છુટકારો કરી હિંદમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું અને રાજ્યને સુવ્યવસ્થિત રાખવા તેણે એક ઘણી જ ઉમદા રાજ્ય વ્યવસ્થા નક્કી કરી. તેનામાં ઉદારતા, ધીરજ, રાજદ્વારી કુનેહ હતાં. તે ઈ. સ. ૧૬૮૦ માં મરણ પામ્યો.

**Q. 1** Give in Short the Political Condition of South Indi‿ before Shivaji and give the reasons that favoured the growth of Maratha Power.

સત્તરમી સદીની શરૂઆતમાં દક્ષિણ હીંદમાં ત્રણ મોટી મુસલમાની રાજ્ય સત્તાઓ હતી. તેઓ પરસ્પર ઈર્ષા અને દ્વેષ બતાવતાં અને તેઓ માંહોમાંહે લડતાં. એ વખતે ઉત્તરમાં ઔરંગઝેબ રાજ્ય કરતો હતો અને તે વારંવાર દક્ષિણ પર ચઢાઇઓ કરતો. તેથી એ રાજ્યો લગભગ નાશ પામ્યાં હતાં. બીજાપુર અને ગોવળકોંડાના બે રાજ્યો અસ્તિત્વમાં હતાં. તે સિવાય બીજાં નાનાં સ્વતંત્ર રાજ્યો હતાં.

**મરાઠી સત્તાના ઉદયના કારણો:—**

(૧) દક્ષિણ હિંદની અસ્તવ્યસ્ત રાજકીય સ્થિતિ

(૨) જુદા જુદા રાજ્યોમાં નોકરીએ રહી મરાઠાઓએ મેળવેલું રાજ્ય વહીવટ સંબંધી જ્ઞાન.

(૩) કુદરતી રીતે ડુંગરાળ પ્રદેશમાં રહેનારા હોવાથી મજબુત અને સાહસીક યોદ્ધાઓ હોવાથી.

(૪) પહાડી અને ડુંગરાળ મુલક પર કુદરતી રીતે સહીસલામતીવાળા કિલ્લાઓ જેમાંથી શત્રુઓનો ઘણી સહેલાઇથી નાશ થઈ શકે.

(૫) ઔરંગઝેબના ધાર્મિક જુલમ સામે સ્વધર્મ ટકાવી રાખવા માટે સંત તુકારામ તથા રામદાસ સ્વામીનો બોધ જેણે લોકોમાં સ્વાતંત્ર્યની અને ધર્મરક્ષણની ભાવના ફેલાવી.

(૬) શિવાજી જેવા પ્રતિભાશાળી અને યોગ્ય તેમજ બુદ્ધિશાળી પુરૂષની દોરવણી.

(૭) ઔરંગઝેબે બીજાપુર અને ગોવળકોંડા પર ચઢાઈ કરી કરેલી ભુલ.

**Q. 2 Write a short note on the life of Shivaji, giving his character, and his ability as a stateman and also as a warrior?**

શિવાજીના પૂર્વજો રજપુતો હોવાનું મનાય છે. તેઓ મુસલમાનોના ત્રાસથી નાસી આવી દક્ષિણમાં રહ્યા હતા. શિવાજીનો પિતા શાહજી

બીજાપુર રાજ્યની નોકરીમાં હતો. ઈ. સ. ૧૬૨૭ માં જુન્નર કે શીવનેરીના કીલ્લામાં તેનો જન્મ થયો હતો. નાનપણમાં તેની માતા તેને રામાયણ અને મહાભારતની કથાઓ સંભળાવતી. તેની માતા જીજીબાઈ એક વીર અને ધાર્મિક સ્ત્રી હતી. તેણીએ તેને સ્વમાન અને સાહસિકતાને ચાહતો કર્યો. ત્યાર પછી તેનું શિક્ષણ કાર્ય દાદોજી કોંડદેવને સોંપવામાં આવ્યું. તેણે તેને ઘોડે બેસતાં, તીર ફેંકતા તથા હથિયારો વાપરતાં શિખવ્યું અને એક સૈનિક તરીકેની યોગ્ય કેળવણી આપી. અને ત્યાર પછી તેને રામદાસ સ્વામીનો ભેટો થયો. તેણે તેનામાં ધર્માભિમાન રેડ્યું, અને ધર્મની રક્ષા કરવા કહ્યું શિવાજી માળાયુ હતો. તે અનાથ તેમજ નિરાધાર તરફ તેમજ સ્ત્રીઓ તરફ કદી ખરાબ વર્તન દાખવતો નહિ. તેનું નૈતિક બળ ઉંચા પ્રકારનું હતું. સ્ત્રીઓ તરફ તે માતાની દૃષ્ટિએ જોતો. તે બીજા ધર્મો પ્રત્યે દ્વેષભાવ રાખતો નહિ. તે માયાળુ સ્વભાવનો, સાદો અને સખત મહેનત કરનાર હતો.

લડવૈયા તરીકે શિવાજી એક બાહોશ સરદાર તથા દિર્ઘ દૃષ્ટિવાળો હતો. તેણે ૧૯ વર્ષ સુધી ઔરંગઝેબ સાથે લડી તેને હંફાવ્યો એ મોટે ભાગે એની લડવાની રીત અને લશ્કરની વ્યવસ્થાને જ આભારી છે. તેના લશ્કરના મુખ્યત્વે બે વિભાગ પાડી શકાય, હયદળ અને પાયદળ...તેના સૈનિકો મજબુત હતા. અને પોતાનાં સાધનો પોતાની પાસે જ રાખતા. તેઓમાં ધર્મને માટે અને પોતાનો સરદારને માટે મરી ફીટવાનું અભિમાન હતું અને તેમને શિવાજીએ સારી લશ્કરી તાલીમ આપી હતી. લડવામાં તે મેદાનમાં સામો પડી લડતો નહિ પરંતુ પાછળથી લશ્કર પર છાપો મારી જંગલમાં છૂપાઈ જતો. તે શત્રુઓને તેમની સામગ્રીઓ પહોંચવા દેતો નહિ; કયાં તો તે બાળી નાખતો કે લૂંટી લેતો. તેણે પોતાના લશ્કરના વિભાગ કરી તેના પર જુદા જુદા અમલદારો નીમી લશ્કર સુવ્યવસ્થિત રાખ્યું હતું. તેના વખતમાં સૈનીકોને પગાર નીયમીત મળતો.

રાજ્યકર્તા તરિકે:—તે માત્ર લડવૈયો ન હતો પણ એક કુશળ રાજ્યકર્તા પણ હતો. રાજ્યનો કારોબાર ચલાવવા માટે એણે એક સુંદર યોજના નક્કી કરી મૂકી હતી અને રાજ્યને મજબુત બનાવ્યું. (૧) તેણે પોતાના રાજ્યને ૧૪ વિભાગોમાં વહેંચી નાખી દરેક વિભાગ પર એક એક મરાઠા સરદારને નીમ્યો. અને તે દરેકમાં એક એક કિલ્લો બંધાવ્યો. અમલદાર ત્યાંના ગુન્હા વગેરેની તપાસ કરી વ્યવસ્થા રાખતો. (૨) જમીન મહેસુલ સંબંધી ઉપજનો અમૂક ભાગ નક્કી કરી તે સીધાં રાજ્યને ભરવાનું ઠરાવ્યું જેથી ખેડુતો પર કર ઉઘરાવનાર જમીનદારોનો જુલમ નાબુદ થયો અને રાજ્યને સીધી આવક થઈ. (૩) ધર્મની બાબતમાં તે મુસલમાનોનું કે મસીદ કે કુરાનનું અપમાન કરતો નહિ., કે બીજા ધર્મ પ્રત્યે દ્વેષ રાખતો નહિ. (૪) તેણે આઠ માણસોનું એક પ્રધાન મંડળ નીમ્યું. તેના મુખ્ય પુરુષને પેશ્વા કહેવામાં આવતો. તેના દરેક માણસને રાજ્યનું એક એક ખાતું સંભાળવાનું હતું. અને તે તે ખાતાની વ્યવસ્થા કરતો. આ પ્રધાનમંડળ અષ્ટ પ્રધાન નામે ઓળખાય છે. પ્રધાનપદું તેણે વંશપરંપરાનું ન રાખ્યું, અને જો રાજા મરી જાય તો નવો રાજા ગાદીએ આવે ત્યાં સુધી આ પ્રધાનો રાજ્ય ચલાવતા. એ પ્રધાનમંડળ હાલની અંગ્રેજી પદ્ધતિની કેબીનેટ (Cabinet) ને મળતું હતું. વિદ્યાના ઉત્તેજન માટે તેણે એક જુદું ખાતું રાખ્યું હતું. શિવાજીના પ્રતાપની અસર ઉત્તર હિંદમાં થઈ અને ત્યાંના હિંદુઓમાં પણ હિંમત આવી.

**Q 3 Write in brief what you know of Shivaji's career.**

શિવાજીનો જન્મ ઇ. સ. ૧૬૨૭માં થયો. નાનપણમાં તેણે સૈનિક તરિકેની કેળવણી મેળવી અને ૧૯મે વર્ષે થેડા પ્રમાણિક માવળી લોકોનો સાથ લઈ એણે પોતાની કારકીર્દી શરૂ કરી. તેણે તોરણનો કિલ્લો જીત્યો અને તેમાંથી તેને ઘણું દ્રવ્ય મળ્યું. એ દ્વારા તેણે વધુ માવળી લોકોને પોતાના પક્ષમાં લીધા. તેમને શસ્ત્રો અપાવ્યાં અને રાયગઢનો કિલ્લો

બંધાવ્યો હવે તેણે બીજાપુરના રાજ્ય પર હુમલા કરવા માંડયા અને તેમાં લુંટ કરવા માંડી. આથી બીજાપુરનો રાજા તેના પર ગુસ્સે થયો અને શિવાજીના બાપ શાહજીને કેદ કર્યો. શિવાજીએ શાહજહાંની મદદથી પોતાના પિતાને છોડાવ્યો અને ફરીથી તેણે બીજાપુર પર હુમલો કર્યો. સંધી કરવા અફઝલખાનને મોકલવામાં આવ્યો. શીવાજી અને અફઝલખાં એક ઠેકાણે એકલા મળ્યા પણ શિવાજી અફઝલખાનનું કાવતરૂં જાણી ગયો એટલે તેણે વાઘનખ વડે અફઝલખાનને મારી નાખ્યો અને તેના લશ્કર પર હુમલો કર્યો અને બીજાપુરને હરાવ્યું ઇ. સ. ૧૬૫૯.

ત્યાર પછી તેણે મોગલ મુલક પર હુમલા કરવા માંડયા. શાઇસ્તખાન તેની સામે આવ્યો પણ તેને નાશી જવું પડયું (૧૬૬૩). ત્યાર પછી શિવાજીએ તે વખતના સમૃદ્ધ બંદર સુરત પર ચઢી આવી પાંચ દિવસ સુધી લૂંટી લગભગ એક કરોડ રૂપીઆ લીધા (૧૬૬૪). આથી મોગલોનો સરદાર જયસિંહ તેના પર ચઢી આવ્યો. આથી શીવાજી અને તેની વચ્ચે પુરંદર મુકામે સંધી થઇ. શીવાજીએ પોતાના થોડા કિલ્લાઓ મોગલોને આપ્યા. અને ખાસ આગ્રહ કરી, અભય વચન આપી જયસિંહ શિવાજીને આગ્રા ઔરંગઝેબના દરબારમાં લઇ ગયો. શિવાજી સાથે તેનો પુત્ર શંભાજી પણ ગયો. પરંતુ ઔરંગઝેબે તેનું અપમાન કરી તેને જેલમાં નાખ્યો. ત્યાંથી શિવાજી તેના પુત્ર સાથે યુક્તિથી નાશી છુટયો. પોતાના મુલકમાં આવી તેણે ફરીથી મોગલ પ્રદેશ પર લૂંટ ચલાવી. તેણે ફરીથી સુરત શહેર લૂંટયું ૧૬૭૦. ત્યાર પછી તેણે બીજાપુરને સખત હરાવ્યું. તેણે ઇ. સ. ૧૬૭૪ માં રાયગઢમાં રાજ્યાભિષેક કરાવ્યો અને સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. ત્યાર પછી તેણે જંજી, વેલોર અને તાંજોરના રાજ્યનો મુલક મેળવ્યો. ઇ. સ. ૧૬૮૦ ના એપ્રીલમાં તે મરણ પામ્યો.

**Q 4 Give your estimate of Shivaji as a warrior and administrator.**

Or

**Describe the civil and military administration of Shivaji.**

શિવાજીની રાજ્ય કર્તા તથા લડવૈયા તરિકેની કારકીર્દિ માટે જુઓ સવાલ બીજાનો બીજો અને ત્રીજો ભાગ.

**Q. 5. Write a short note on (૧) અષ્ટ પ્રધાન (૨) અફ્‌ઝલખાનનો વધ.**

**અષ્ટપ્રધાન** :—એ શિવાજીની બુદ્ધિમતા સૂચવે છે. તે આઠ માણસોનું બનાવેલું હતું. રાજ્ય વહિવટના આઠ ભાગ પાડી દરેક ખાતું એક માણસને સોંપવામાં આવ્યું હતું. તે ખાતાની વ્યવસ્થા માટે તે જોખમદાર હતો. તેનો મુખ્ય માણસ પેશ્વા કહેવાતો.

**તેના નામ અને કાર્ય નીચે મુજબ હતાં :—**

(૧) પેશ્વા (પંતપ્રધાન)—મુખ્ય દરમ્યાનગીરીનું કામ (૨) પંત અમાત્ય—મૂલ્કી વસૂલાત અને તેના હિસાબને લગતું કામ (૩) પંત સચીવ—રાજ્યના તમામ દફતરની સંભાળ. (૪) મંત્રી—રાજ્યના ખાનગી કારભાર પર દેખરેખ. (૫) સુમંત—પરરાજ્યો સાથેનો સંબંધ. (૬) સેનાપતિ—લશ્કરની સંભાળ. (૭) ન્યાયાધીશ—ન્યાયને લગતી બાબતોની વ્યવસ્થા. (૮) પંડિતવ—ધર્મખાતાની વ્યવસ્થા.

આનો હેતુ રાજાની ગેરહાજરીમાં પણ રાજ્યવહિવટ ચલાવી શકાય તે હતો. દરેક પ્રધાન રાજાને જવાબદાર રહેતો. પ્રધાન પદ વંશપરંપરા ન હતું. આ યોજના હાલની અંગ્રેજ સરકારની પ્રધાન મંડળની યોજના જેવી છે.

(૨) **અફ્‌ઝલખાનનો વધ** :—ઈ. સ. ૧૬૫૫-૫૬માં શિવાજીએ જાવલીના સરદાર મોરે અને તેના કુટુંબીઓનો વધ કર્યો તેથી બીજાપુરના રાજાએ અફ્‌ઝલખાનને શિવાજી સામે મોકલ્યો.

અફઝલખાનનો વિચાર શિવાજીને જીવતો પકડવાનો કે મારી નાખવાનો હતો. તેથી તેણે શિવાજીને સુલેહ માટે કહેણ મોકલ્યું અને પોતાના માણસને શિવાજી પાસે મોકલ્યો. પ્રતાપગઢ આગળ શિવાજી અને અફઝલખાન ભેગા મળ્યા. શિવાજી એનો દગો સમજી ગયો તેણે પોતાની સાથે એકાંત મુલાકાત દરમ્યાન વાઘનખ બખ્તર વગેરે પહેર્યાં હતાં. મુલાકાત વખતે ઠીંગણા શિવાજીને અફઝલખાને નીચા નમાવી મારવા પ્રયત્ન કર્યો, પરંતુ શિવાજી સમજી ગયો અને વાઘનખ વડે અફઝલખાનના પ્રાણ લીધા. અને સંતાઈ રહેલા શિવાજીના લશ્કરે અફઝલખાનના લશ્કર પર હુમલો કરી હરાવ્યું. ઇ. સ. ૧૬૫૯.

---

## શંભાજી (૧૬૮૧-૧૬૮૯)

શિવાજીના મરણ પછી શંભાજી ગાદીએ આવ્યો. તેણે કલુષ નામના ઉત્તર હિંદના એક બ્રાહ્મણને પોતાનો પ્રધાન બનાવ્યો.

શિવાજીના મરણ પછી તેનું પ્રધાન મંડળ તુટી પડયું. અને કેટલાક માણસોએ શિવાજીના બીજા પુત્ર રાજારામને ગાદીએ બેસાડવા પ્રયત્ન કર્યો. પરંતુ રાજારામ હાર્યો અને તેના સાથીદારોને મારી નાખ્યા.

તેને નાનપણમાં કુટેવો પડી હતી. અને ઔરંગઝેબ શિવાજીના વખતમાં દક્ષિણમાં પોતાનું રાજ્ય સ્થાપી શકયો ન હતો તે પાછો દક્ષિણમાં ચઢાઈ કરવા તૈયાર થયો. ઔરંગઝેબ દક્ષિણમાં બીજાપુર અને ગોવળકોંડા જીતવા લાગ્યો તે વખતે શંભાજી દારૂના વ્યસનમાં અને એશઆરામમાં હતો. એકાએક મોગલોએ ચઢાઇ કરી શંભાજીને પકડયો અને તેના પુત્ર શાહુને પણ કેદ કર્યો. ઔરંગઝેબની ઇચ્છા પ્રમાણે તેણે મુસલમાન ધર્મ ન સ્વીકાર્યો એટલે ઇ સ. ૧૬૮૯ માં તેનો વધ કરવામાં આવ્યો. શરૂઆતમાં તેણે પોર્ટુગીઝો સામે શૌર્ય બતાવ્યું રાજકર્તા તરિકે તે નાલાયક નીવડયો. તેણે ખેડુતો પર કર વધાર્યો.

---

## રાજારામ ૧૬૮૯-૧૭૦૦

જ્યારે શંભાજી કેદ પકડાયો ત્યારે સ્વદેશાભિમાની પુરૂષોએ રાજારામને પોતાનો સરદાર બનાવ્યો. તે નાનો હતો છતાં શિવાજીના ઘણા ગુણો તેનામાં ઉતર્યા હતા. મહારાષ્ટ્રનો કારભાર એક બાહોશ પ્રધાનને સોંપી તે જંજી ગયો અને ત્યાંથી પણ મોગલો સામે મરાઠા સરદારોને મોકલ્યા અને તેમને ઘણા હંફાવ્યા

ત્યાર પછી તેણે મહારાષ્ટ્રમાં આવી વરાડ, ખાનદેશ વગેરેમાં લુંટ ચલાવી સરદારોને મોટી જાગીરો આપી

ઔરંગઝેબ મોટું લશ્કર લઇ લડવા આવ્યો. મરાઠાના કીલ્લાઓ એક પછી એક પડવા લાગ્યા. એવામાં ઇ. સ. ૧૭૦૦માં રાજારામ સિંહગઢમાં મરણ પામ્યો.

---

## શિવાજી ૨ જો (તારાબાઇ) ૧૭૦૦-૧૭૦૮

રાજારામના મરણ પછી મરાઠી રાજ્યનું રક્ષણ કરવાનું કામ તેની સ્રી તારાબાઇએ પોતાના દશ વર્ષના પુત્રને રાજા તરિકે જાહેર કરી કરવા માંડયું. મરાઠાઓએ વરાડ, ખાનદેશ વગેરે પ્રદેશો લુંટી જુના કિલ્લાઓ મોગલો શર કરતા ગયા તેમ તેમ નવા કિલ્લા બાંધવા માંડયા. તેઓએ ઔરંગઝેબને ઘણો હંફાવ્યો. ઈ. સ. ૧૭૦૫ માં ઔરંગઝેબ સાથે સુલેહ કરી પણ તે બીલકુલ આગળ વધી નહિ ૧૭૦૭ માં ઔરંગઝેબ મરણ પામ્યો. મરાઠી રાજ્યને એક ગેરફાયદો તારાબાઇના સત્તાલોભથી થયો તે હવે પછી જોઇશું.

**Q. 6** Give the calamity that befell the Marathas after the death of Shivaji.

Or

Give the History of the Marathas after the death of Shivaji.

 

જ્યાં સુધી શિવાજી જીવતો હતો ત્યાં સુધી ઔરંગઝેબ દક્ષિણ જીતી મુસલમાન ધર્મનો પ્રચાર કરવાની પોતાની મુરાદ પાર પાડી શક્યો નહિ. પરંતુ શંભાજી આવતાં રાજ્યમાં યોગ્ય માણસોના અભાવે અને ગેરવ્યવસ્થાને લીધે અવ્યવસ્થા અને કુસંપ દાખલ થયાં. આ તક સાધી ઔરંગઝેબ એક મોટું લશ્કર લઈ દક્ષિણ પર ચઢી આવ્યો અને તેણે શંભાજીના વ્યસનનો લાભ લઈ તેને તથા તેના પુત્ર શાહુને કેદ કર્યા મરાઠાઓ આથી હિંમત હારી બેઠા પણ સ્વદેશ અને સ્વધર્મના અભિમાને તેમને જાગ્રત કર્યા અને તેઓએ શિવાજીની નીતિ સ્વીકારી. મરાઠાઓની સ્થિતિ તે વખતે ઘણી કંગાળ હતી, ખજાનો ખાલી હતો. કિલ્લાઓ નાદુરસ્ત હતા અને કેટલાક માણસોને ઔરંગઝેબ ફોડતો હતો, છતાંય તેઓ રાજારામને પોતાનો સરદાર બનાવી તેના હાથ નીચે લડયા. રાજારામે જીંજીથી મોગલોનો સખત સામનો કર્યો. મરાઠાઓને મોગલ પ્રદેશ પર લૂંટ કરવા મોકલી મોગલોને ખૂબ હંફાવ્યા. તેઓ ઓચીંતો છાપો મારી લશ્કરને હેરાન કરતા અને ઉત્તર તરફથી લશ્કરને માટે આવતી સામગ્રીઓનો નાશ કરતા. મોગલ લશ્કર ક્રોધે ભરાયું. મરાઠાઓ સાથે યુદ્ધ થયું. તેવામાં ઈ. સ ૧૭૦૦ માં રાજારામ મરણ પામ્યો એટલે મોગલોએ એક પછી એક કિલ્લાઓ સર કરવા માંડયા. પરંતુ રાજારામની સ્ત્રીએ પોતાની બુદ્ધિ અને હોંશિયારીથી પોતાના પતિનું કામ ચાલુ રાખી કીલ્લાઓ પાછા સર કરવા માંડયા. ઔરંગઝેબ કંટાળ્યો અને ઈ. સ. ૧૭૦૭ માં અહમદ-નગરમાં મરણ પામ્યો એટલે મરાઠાઓની આપત્તિ આપમેળે જ મટી ગઈ.

---

## બાલાજી વિશ્વનાથ (પહેલો પેશ્વા)

ઔરંગઝેબના મરણ પછી મોગલોએ કેદ પકડેલા શાહુને છોડી દીધો. તેણે દક્ષિણમાં આવી રાજ્યગાદીને માટે પ્રયત્ન કર્યો. શિવાજી ૨ જાની માતા તારાબાઈ સત્તાલોભી હોવાથી મરાઠાઓમાં બે પક્ષ પડયા અને તેથી શાહુએ સતારામાં રાજ્ય સ્થાપ્યું અને તારાબાઈએ

કોલ્હાપુરમાં રાજ્ય સ્થાપ્યું. અને આ રીતે મરાઠી રાજ્યના બે વિભાગ પડયા.

શાહુએ બાલાજી વિશ્વનાથને પેશ્વાઇ આપી અને તે વંશપરંપરાની બનાવી એટલે હવે રાજાઓ માત્ર નામનાજ રહ્યા અને ખરી સત્તા પેશ્વાઓના હાથમાં આવી. બાલાજી તારાબાઈના પક્ષકારોને હરાવી અને મરાઠા સરદારોમાં ઐક્યના સ્થાપી મધ્યવર્તી સત્તાને મજબૂત કરવા લાગ્યો. તેણે સૈયદ ભાઈઓની મદદથી દીલ્હીના મોગલ પાદશાહ જોડે સંધી કરી મરાઠાઓને ચોથ અને સરદેશમુખી ઉઘરાવવાના હકો અપાવ્યા અને મરાઠા રાજ્યનો પાયો મજબૂત કર્યો. તે ઇ. સ. ૧૭૨૦ માં મરણ પામ્યો.

Q. 7 What do you know about the career of Balaji Viswanath ?

બાલાજી વિશ્વનાથ એ પહેલો પેશ્વા હતો અને તેણે મરાઠી સત્તાની ડગમગી ગયેલી ઈમારતના પાયા મજબૂત કર્યા શાહુના રાજ્યમાં પહેલાં પાંચ વર્ષ દરમ્યાન ઘણી ગેરવ્યવસ્થા અને અંધેર વ્યાપેલાં હતાં. તેણે પેશ્વા થવા પહેલાં રાજ્યના જુદા જુદા ખાતાઓમાં નોકરી કરી હતી ઈ. સ. ૧૭૧૩ માં શાહુએ તેને ખુશ થઈ પેશ્વાઈ આપી અને તે વંશપરંપરાની કરી આપી. બાલાજી વિશ્વનાથે શાહુને માટે એક મોટી સેના ઉભી કરી. શાહુ પાસે માત્ર પુના અને સતારા વચ્ચેનો મુલક હતો. શાહુએ તેને બાજા દેશો જીતવા રજા આપી. તેણે સૌથી પહેલાં તારાબાઇના પક્ષકારોને હરાવી રાજ્યને શત્રુઓથી સલામત કરી શાહુની આણ ફેરવી.

ત્યારપછી તેણે દીલ્હીના પાદશાહ ફરૂકશીયર સાથે સૈયદ ભાઇઓની મદદ લઈ લડાઈ કરી. દીલ્હીના રાજાને ગાદી પરથી ઉઠાડી મૂકયો અને મરાઠાઓએ ઈ. સ. ૧૭૧૮ ૧૯માં શિવાજીનો મેળવેલો મૂલક પાછો મેળવ્યો. તે ઉપરાંત મોગલ રાજ્યના કેટલાક વિભાગોમાંથી ચોથ અને

સરદેશમુખી ઉઘરાવવાનો હક્ક મેળવ્યો અને તેના બદલામાં તેઓએ મોગલ રાજ્ય પર દેખરેખ રાખવાનું ઠરાવ્યું. પેશ્વા દીલ્હીથી સંધી કરી પાછો આવ્યો અને થોડા વખતમાં ઈ. સ. ૧૭૨૦માં મરણ પામ્યો. તે મુત્સદ્દી અને હિસાબી ખાતામાં કુશળ હતો. તેણે દીલ્હીના રાજ્યમાં મરાઠાઓનો પગપેસારો કરી દીધો.

તેણે પોતાની કારકીર્દી દરમ્યાન રાજ્યને સુવ્યવસ્થિત કરી સરદારોને એકત્ર કર્યા. દીલ્હી ઉપર હુમલો કરી બાદશાહને હરાવ્યો અને ચોથ તથા સરદેશમુખી મેળવ્યાં.

---

## પહેલો બાજીરાવ (બીજો પેશ્વા) ઈ. સ. ૧૭૨૦ થી ૧૭૪૦

બાલાજી વિશ્વનાથના મરણ પછી બાજીરાવ પેશ્વા થયો. શરૂઆતમાં તેને પોતાની સત્તા મજબુત કરવા માટે ઘણા સરદારો સામે થવું પડયું. શાહુના દરબારમાં બે પક્ષો હતા. એક પક્ષ પહેલાં દક્ષિણ જીતી ઉત્તર હિંદ જીતવાનું કહેતો; બીજો બાજીરાવનો પક્ષ જે પહેલાં દીલ્હી જીતીને બીજા પ્રદેશ જીતવાનું કહેતો. શાહુએ બાજીરાવને ટેકો આપ્યો અને તેણે બધા સરદારોને કાબુમાં આણ્યા. તેને શ્રેષ્ઠ પેશ્વા કહી શકાય.

તેણે શાહુની વિરૂદ્ધ ખટપટ કરતા નિઝામને હરાવી શાહુને રાજા તરીકે મનાવ્યો. ગૂજરાત, વરાડ અને માળવા મરાઠી સત્તા નીચે આણી ત્યાં જુદા જુદા સુબાઓ નીમી દીધા. તેણે મોગલાઇને ડોલતી જોઈ દિલ્હી પર ચઢાઇ કરી. નિઝામ દીલ્હીના પાદશાહની મદદે આવ્યો તેને પણ હરાવ્યો અને ચંબલથી નર્મદા સુધીનો પ્રદેશ મેળવ્યો, અને ઉત્તર હિંદમાં મરાઠાઓનો ઝંડો ફરકાવ્યો. અને ઇ. સ. ૧૭૪૦માં મરણ પામ્યો. તે લડાઇમાં કાબેલ અને રાજનીતિમાં બુદ્ધિશાળી હતો. તેણે મરાઠા સરદારોને દબાવી દીધા અને તેમને સત્તા તથા હોદ્દા આપી કામમાં રોકી રાખ્યા. તેના વખતમાં કેટલાક મરાઠા કુટુંબો પ્રખ્યાતિમાં આવ્યાં તેમાં (૧) રાણોજી સિંધિયા. તે પેશ્વાનો વફાદાર નોકર હતો. બાલાજી

૧ લાના વખતમાં તેને માળવાનો કેટલોક ભાગ સોંપવામાં આવ્યો હતો. તે વફાદારીથી મહારાષ્ટ્રની સેવા કરી ઈ. સ. ૧૭૪૬ માં મરણ પામ્યો. (૨) મલ્હાવરાવ હોલ્કર. તેને માળવા અને ઇંદોરની આજુબાજુનો પ્રદેશ સોંપેલો અને ૧૭૬૧ ની પાણીપતની લડાઈમાં તે હતો. (૩) ગાયકવાડ. તે સૈનિક હતો. લડાઈમાં બહાદુરી જોઈ શાહુએ તેને સરદાર બનાવ્યો. દામાજી ગાયકવાડે ૧૭૩૪માં વડોદરા મેળવ્યું અને ત્યાં રાજ્ય સ્થાપ્યું. (૪) રઘુજી ભોંસલે બાજીરાવના વખતમાં તેણે વરાડનો કબજો લીધો. કટક સર કર્યું. અને બંગાળામાં ચોથ ઉઘરાવી. તે વધુ સત્તાવાળો થયો એટલે તેને બાલાજી બાજીરાવે હરાવ્યો.

Q. 8 Who in your opinion was the greatest of the Peswas? Justify your choice by an account of his administration and character.

પેશ્વાઓમાં સૌથી મહાન પેશ્વા તરીકે બાજીરાવ પહેલાને ગણી શકાય કારણ કે તે યુદ્ધ કળામાં કુશળ અને રાજ્યનીતિમાં કાબેલ અને બુદ્ધિશાળી હતો. તે દૂરંદેશી હોવાથી તેણે પોતાની કારકીર્દી દરમ્યાન મરાઠી રાજ્યને સ્થિર, વિસ્તૃત, સુવ્યવસ્થિત અને એકત્રિત કર્યું.

તે માનતો હતો કે દીલ્હીના પાદશાહને વશ કરશું તો બીજા રાજાઓ આપોઆપ શરણે આવશે. તે પેશ્વા થયો ત્યારે શાહુના દરબારમાં બે પક્ષ હતા. તેમાં બાજીરાવની માન્યતાવાળા પક્ષને શાહુએ ટેકો આપ્યો. તેણે નીઝામને હરાવ્યો અને શાહુને મહારાષ્ટ્રના રાજા તરીકે સ્વીકારવાની ફરજ પાડી. આથી નિઝામ શાહુ વિરૂદ્ધ ખટપટ કરતો અટકયો. મરાઠી રાજ્યના જુદા જુદા ભાગો પર સુબાઓ નીમ્યા અને ગાયકવાડે ગુજરાત, ભોંસલેએ વરાડ અને સિંધિઆ અને હોલકરે માળવા વગેરે લીધાં. અને દીલ્હીની ડગમગી ગયેલી સત્તા પર ચઢાઇ કરી. તેથી મોગલ રાજાને મરાઠાઓ સાથે સંધી કરવી પડી. નિઝામ મોગલોની મદદે આવ્યો પણ નિઝામ હાર્યો અને સિરોજની સંધી કરવાની તેને ફરજ પડી. આથી ચંબલથી તે નર્મદા નદી સુધીનો પ્રદેશ મરાઠાઓને મળ્યો, અને ૫૦ લાખ રૂપીઆ મળ્યા.

આમ રાજ્યના વિસ્તારમાં તે ઉત્તર હિંદમાં રાજ્ય સ્થાપનાર પહેલોજ પુરુષ હતો. તેણે જોયું કે મરાઠા સરદારોની સત્તા વધતી જતી હતી. તેથી તેણે તેને દબાવવા પ્રયત્ન કર્યો. શરૂઆતમાં તેમને લડવા મોકલી રોકી રાખ્યા અને ત્યાર પછી તેમને જુદા જુદા પ્રદેશો પર ચોથ અને સરદેશમુખી ઉઘરાવવાનો અધિકાર આપી સતત કામમાંજ રોકી રાખ્યા. તેમને જુદે જુદે સ્થળે મોકલ્યા એટલે એ બધાને ભેગા મળતાં પણ અટકાવ્યા. આ એનું દૂરંદેશીપણું અને કાબેલીયત બતાવે છે. દિલ્હી પરનો સમયસૂચકતા વાપરી કરેલો હુમલો પણ તેની યોગ્યતા સાબીત કરે છે. તેણે સરદારોની હરિફાઇ અને કુસંપ દાબી દીધાં. તેણે ફીરંગીઓ સાથે લડી વસાઇનો કબજો પણ મેળવ્યો. તેના જીવતાં સુધી કોઈપણ રાજા તેની સામે થઇ શકયો નહિ. તેના વખતમાં કેટલાંક કુટુંબો ખ્યાતિમાં આવ્યાં. એકંદરે તેણે પોતાના અમલનો સમય લડાઇઓમાં ગાળ્યો છતાંય તેણે મરાઠી રાજ્યનો વિસ્તાર ઘણો વધાર્યો. અને રાજ્યમાં જુદા જુદા સરદારો વચ્ચેનો કુસંપ દૂર કરી મરાઠી સત્તાને ઘણી મજબુત કરી એજ એની સૌથી મહાન પેશ્વા તરીકેની યોગ્યતા પુરવાર કરે છે.

**Q 9 How did Balaji Visvanath and Bajirao I contribute to the growth of Maratha Power.**

સવાલ નં. ૭ અને ૮ જુઓ.

**Q 10 Give the account of the political and military work of 1st two Peshvas.**

સવાલ નં ૯ નો જવાબ જુઓ.

**Q. 11 Which Maratha families had their rise in the time of Bajirao I. Or**

**Q. 12 Write what you know of the rise of Maratha families in the time of Bajirao I.**

બાજીરાવ પહેલાનાં સમયમાં નીચેના ચાર કુટુંબો પ્રખ્યાતીમાં આવ્યાં-

૧. રઘુજી ભોંસલેઃ—નાગપુરનો રાજા રઘુજી ભોંસલે ખ્યાતિમાં આવ્યો. તેણે શિવાજી, સંભાજી અને રાજારામના વખતમાં મરાઠી રાજ્યની નોકરી કરી હતી રાજારામે તેને ખાસ ઇલ્કાબ આપ્યો હતો. તેણે વરાડ પ્રાંત જીત્યો અને નાગપુરને તેની રાજધાની ઠરાવી. ભોંસલે શિવાજીના કુટુંબીઓ હતા એટલે પેશ્વાને ઘણી અડચણ કરતા. નાગપુરના રાજાઓએ ઓરિસ્સા અને કટક પર ચઢાઈઓ કરી છેક બંગાળામાંથી ચોથ ઉઘરાવી હતી. જ્યારે તે ખૂબ બળવાન થયો ત્યારે બાલાજી બાજીરાવે તેને દબાવવા પ્રયત્ન કર્યો હતો.

૨. વડોદરાના ગાયકવાડઃ-દામાજી ગાયકવાડ એક સૈનિક હતો. તેણે ઘણી શૂરવીરતા બતાવી તેથી શાહુએ તેને સરદાર બનાવ્યો અને ત્યાર પછી તેનો પુત્ર પીલાજી સેનાપતિ થયો. તેણે બાજીરાવ પહેલાની મદદથી ગુજરાતમાં ગાદી સ્થાપી અને વડોદરાને રાજ્યધાની બનાવી.

ઇંદોરના હોલ્કરોઃ—મલ્હારરાવ હોલ્કર મરાઠા રાજ્યમાં સૈનિક હતો. તેણે પરાક્રમ દાખવ્યું અને તેથી બાજીરાવ ૧લાએ તેને એક નાની જાગીર આપી. તેણે માળવા જીત્યું અને તેથી ઇંદોરની આજુબાજુનો ભાગ તેને આપવામાં આવ્યો. તેણે સિંધિયા સાથે મળીને દિલ્હીના બાદશાહને મદદ કરી અને તેના બદલામાં ચોથ અને સરદેશમુખી ઉઘરાવવાનો હક્ક મેળવેલો. તે પાણીપતની ત્રીજી લડાઈમાં પણ લડયો હતો.

ગ્વાલિયરના સિંધિયાઓઃ—રાણોજી સિંદેનો બાપ બાલાજી વિશ્વનાથનો પાદરી હતો. રાણોજી બાજીરાવના લશ્કરમાં જોડા સાચવનાર હતો. પેશ્વા તરફની વફાદાર સેવાને લીધે તે આગળ આવ્યો. બાજીરાવ પહેલાની સાથે નિઝામની જોડે લડાઈ વખતે તે હાજર હતો. તેને માળવા આપવામાં આવ્યું અને ગ્વાલીયરમાં રાજધાની રાખી. બાલાજી બાજીરાવના વખતમાં પણ તેણે મરાઠી સામ્રાજ્યની ઘણી સેવા કરી.

---

## બાલાજી બાજીરાવ ( ત્રીજો પેશ્વા ) ૧૭૪૦-૧૭૬૧.

બાજીરાવ પહેલાના બે પુત્રો બાલાજી અને રાઘોબામાંથી ૧૯ વર્ષની ઉંમરનો બાલાજી પેશ્વા થયો. રઘુજી ભોંસલે તેની વિરૂદ્ધ ખટપટ કરતો હતો પણ તેને શાંત પાડવામાં આવ્યો. તેણે શાહુના મરણ સુધી શાહુની મરજી પ્રમાણે કારભાર ચલાવ્યો અને ઈ. સ. ૧૭૫૦-૧૭૬૧ સુધી સ્વતંત્ર રીતે રાજ્ય ચલાવ્યું. તેના સમયમાં જ મરાઠી સત્તા ઉંચામાં ઉંચી કક્ષાએ પહોંચી અને ત્યાંથી નીચે તેના સમયમાંજ પાણીપતના ત્રીજા યુદ્ધમાં મરાઠાઓની હારને લીધે ગબડી પડી. તેણે નિઝામ, તથા બીજા મુસલમાન રાજાઓ તેમજ રોહીલાઓ વગેરેને હરાવી અને હિંદ પર ચઢી આવેલા અહમદશાહ અબ્દાલીને હરાવી મરાઠી રાજ્યનો વિસ્તાર અરબી સમુદ્રથી તે બંગાળાના ઉપસાગર સુધી અને દક્ષિણમાં મ્હૈસુરથી તે ઉત્તરમાં લાહોર સુધી ફેલાવ્યો. પરંતુ પાણીપતની હારને લીધે હિંદમાં મરાઠી અગર હિંદુ રાજ્ય સ્થાપવાનો હેતુ તેનો નાશ પામ્યો. અને ૧૭૬૧ ની સાલથી મરાઠી સત્તાનો અસ્ત થશે એમ લાગ્યું.

તે મુત્સદ્દી હતો પણ લડવૈયો ન હતો. બધા મરાઠી સરદારો તેનાથી ડરતા હતા. તેણે પુનાને મરાઠી રાજ્યની રાજધાની બનાવી.

### Q. 13. Describe the growth of Maratha power upto the Third Battle of Panipat.

આપણે બાલાજી વિશ્વનાથ અને બાજીરાવ પહેલાએ કરેલો વિસ્તાર સવાલ ૧૦ ના જવાબમાં જોયો. ત્યાર પછી તેનું બાકી રહેલું કામ બાલાજી બાજીરાવે પુરૂં કર્યું. માળવા, ગુજરાત અને વરાડ મરાઠાઓના હાથમાં આવેલાં હતાં પણ ભોંસલેએ બાલાજી બાજીરાવના વખતમાં ઓરિસ્સા ઉપર હુમલો કર્યો અને ઠેઠ તે બંગાળામાં કલકત્તા સુધી પહોંચી ગયો અને ત્યાંથી ચોથ વગેરે ઉઘરાવી અને બંગાળ, બિહાર, ઓરિસ્સા અને વરાડમાં સ્વતંત્ર રીતે રાજ્ય કરવા લાગ્યો. તેના જ વખતમાં હોલ્કરે બુંદેલખંડ ઉપર ચઢાઈ કરી. રોહિલાઓને

હરાવી બુંદેલખંડ જીતી લીધો. તેજ અરસામાં ગુજરાતમાં કેટલોક ભાગ મરાઠાઓની સત્તા નીચે ન હતો તે ગાયકવાડે જીતી લીધો. અને ઈ. સ. ૧૭૫૪ માં અહમદશાહ અબ્દાલીના પુત્રને ઉડાડી મૂકી રાઘોબાએ લાહોર કબજે કર્યું અને એ રીતે આખા ઉત્તર હિંદમાં મરાઠી રાજ્યનો ઝંડો ફરકાવ્યો.

દક્ષિણમાં બાલાજી બાજીરાવે મહેસુર જીતી લીધું. તેમજ કર્ણાટકના નવાબના જમાઈ ચંદા સાહેબને ૧૭૪૦ માં કેદ કર્યો. પાછળથી તે ફ્રેંચોને આશરે ગયો. અને અંતે મરાઠાઓએ કર્ણાટકની આસપાસના રાજ્યો પાસે ખંડણી ઉઘરાવી હવે નિઝામના પુત્રોએ મરાઠાઓ પાસે અહમદનગરનો કબજો મેળવવા અને મરાઠાઓ સાથેની હિસાબની તકરારોને અંગે લડાઇ કરી. મરાઠાઓએ નિઝામને ઉદ્‌ગીરની લડાઇમાં ઈ. સ. ૧૭૬૦માં સદાશીવભાઉની સરદારી હેઠળ સખત હરાવ્યો અને ઘણો મોટો પ્રદેશ મેળવ્યો. આ પ્રમાણે રાજ્યનો વિસ્તાર પરાકાષ્ઠાએ પહોંચ્યો

Q. 14 Give the causes, battles, result and effects of the Third Battle of Panipat in the history of India.

પાણીપતની લડાઇનાં કારણો :—( ૧ ) અહમદશાહ અબ્દાલીના પુત્રને લાહોર જીતી હાંકી કાઢયો એટલે મુસલમાની રાજ્યો અહમદ-શાહ અબ્દાલીને મદદ આપવા તૈયાર થયાં. ( ૨ ) રોહિલાઓએ કરેલાં બંડને સમાવી દેવામાં ત્યાંના સુબાને મરાઠાઓએ મદદ કરી એટલે રોહિલાઓ અને પઠાણો મરાઠાઓની સામા થયા. ( ૩ ) હિંદના મુસલમાની રાજાઓને હિંદુ રાજ્યનો ઉદય ગમ્યો નહિ.

લડાઇઓ:—આ કારણોથી ઉત્તર હિંદના જુદા જુદા રાજ્યોએ ભેગા મળી અહમદશાહ અબ્દાલીની મદદ માગી. અહમદશાહ અબ્દાલી તે કબુલ થયો. મરાઠાઓએ લગભગ ત્રણલાખ માણસનું સૈન્ય એકઠું

કર્યું અને પેશ્વાનો પુત્ર વિશ્વાસરાવ તેનો સેનાપતિ નીમાયો અને મદદમાં સદાશીવભાઉ હતો. મરાઠાઓમાં લડવાની પદ્ધતિ વિષે મતભેદ થયો. અંતે ઉદગીરની લડાઇમાં થયેલી જીતથી અભીમાની થયેલા સદાશીવરાવભાઉએ ખુલ્લી લડાઇ લડવાનું નક્કી કરી શિવાજીની રીત છોડી દીધી.

શરૂઆતમાં તો મરાઠાઓની જીત થઇ પણ છેવટે બપોર થતાં અબ્દાલીના ઘોડેસ્વાર લશ્કરે એકદમ હલ્લો કરી મરાઠા લશ્કરને બન્ને તરફથી ઘેરી લીધું. વચલા ભાગના સિપાઇઓ હિંમત હારી ગયા. બે લાખ માણસો મરણ પામ્યાં. મરાઠાઓમાં વિશ્વાસરાવ તથા સદાશીવ ભાઉ મરાયા અને મરાઠાઓ હાર્યા. આ હારના આઘાતથી ઈ. સ. ૧૭૬૧માં બાલાજી બાજીરાવ મરણ પામ્યો.

મરાઠાઓની હારનાં કારણો :- ( ૧ ) સદાશિવભાઉએ ખુલ્લી લડાઇ લડવાની રીત પસંદ કરી તે. ( ૨ ) મરાઠાઓએ હુમલો કરવાને બદલે તેઓ મુસલમાનો તરફથી હુમલો થાય તેની રાહ જોઇ તે. ( ૩ ) શત્રુઓનો ખોરાક અને માલ અટકાવવા મરાઠાઓએ બીલકુલ તસ્દી લીધી નહિ જ્યારે મરાઠાનો ખોરાક તદન અટકી ગયો. (૪) પાણીપતની લડાઇ પહેલાં મરાઠા સૈનિકો ઘણી લડાઇ લડી થાકી ગયા હતા. (૫) મરાઠાના આખા લશ્કરે એક સામટો હલ્લો કર્યો પરંતુ પાછળથી હલ્લો કરવા થોડું લશ્કર રહેવા દીધું ન હતું.

પરિણામે મરાઠી સત્તાને વિનાશક ફટકો લાગ્યો. હિંદુ સામ્રાજ્ય સ્થાપવાની આશા ધૂળ મળી. મરાઠી સત્તાનો ઉત્તરમાંથી નાશ થયો. મરાઠી સત્તા નબળી પડી. મુસલમાનોને કશો લાભ થયો નહિ દીલ્હીની પાદશાહી નબળી જ રહી અને અંગ્રેજો ફાવી ગયા.

મરાઠી રાજ્યના ઘણા સરદારો મરણ પામ્યા. ઈ. સ. ૧૭૬૧નું પાણીપતનું યુદ્ધ એ હિંદના ઇતિહાસમાં ઘણું જ અગત્યનું યુદ્ધ છે. એનાથી હિંદના ઇતિહાસની દિશા બદલાઇ ગઇ છે.

**Q 15** During the reign of Balaji Bajirao the Maratha Power attained its zenith and also received a crushing blow. Show this.

સવાલ નં. ૧૩ અને નં. ૧૪ નો છેલો ભાગ જવાબ લખો.

**Q. 16** Give a brief account of the administration of Balaji Bajirao. સ. નં. ૧૩નો જવાબ જુઓ.

**Q. 17** What was the change in the Maratha Government in the year 1749 and how did it affect its growth?

ઈ. સ. ૧૭૪૯ માં છત્રપતિના મરણ પછી મરાઠી રાજ્ય વ્યવસ્થામાં ફેરફાર થયો. શાહુ અપુત્ર મરણ પામ્યો હતો. તેણે પેશ્વાઈને વંશપરંપરાની કરી આપી હતી. તેણે તારાબાઈના પુત્ર શિવાજીના પુત્ર રાજારામને દત્તક લીધો. રાજારામ પોતાની ફરજો બજાવતો ન હોવાથી અને નાલાયક નીકળવાથી સર્વ વહીવટ પેશ્વાઓએ પોતાના હાથમાં લઈ લીધો. રાજ્યધાની સતારાથી બદલી પુના લાવવામાં આવી. સર્વ કારભાર પેશ્વાના હાથમાં જવાથી તારાબાઈ નાખુશ થઈ. તેણે રાજારામને કેદ કર્યો. પણ પેશ્વાઓએ પૂનાથી સ્વતંત્ર રહી રાજ્ય કરવા માંડ્યું. છત્રપતિઓ ઇતિહાસમાંથી અદૃશ્ય થયા અને પેશ્વાઓ કુલ મુખત્યાર થયા અને વહીવટ કરવા લાગ્યા.

---

## પહેલો માધવરાવ. (ચોથો પેશ્વા) ૧૭૬૧–૧૭૭૨.

બાલાજી બાજીરાવ પછી તેનો સોળ વર્ષનો પુત્ર માધવરાવ પહેલો પેશ્વા થયો. પણ તેની નાની ઉંમર હોવાથી તેનો સઘળો કારભાર સત્તાલોભી કાકો રાઘોબા ચલાવવા લાગ્યો અને માધવરાવ વિરૂદ્ધ ખટપટ કરવા લાગ્યો. પરંતુ ચતુર માધવરાવ ચેતી ગયો અને

રાઘોબાને દૂર કર્યો. રાઘોબા નિઝામ તથા હૈદરઅલી સાથે મળી ગયો પરંતુ માધવરાવે નિઝામને બે વખત સખત હરાવ્યો અને મ્હોટી ખંડણી લીધી. તેવી જ રીતે હૈદરઅલીને પણ હરાવ્યો. રાઘોબાને કેદ પકડ્યો અને નાશીક પાસે રહેવાની ફરજ પાડી.

તેણે ત્યાર પછી શિંદે અને હોલકરનો સાથ લઇ ઉત્તરમાં દીલ્હી સર કરી મોગલ પાદશાહ શાહઆલમને ગાદી પર બેસાડયો. રોહીલાઓને હરાવી તેમનો મૂલક મેળવ્યો. આ પ્રમાણે ઉત્તર હિંદમાં મરાઠી સત્તા પુનઃ સ્થાપી. તેણે પાણીપતની હારથી લાગેલું કલંક ધોઇ નાખ્યું. તે ઘણો મહત્વાકાંક્ષી માણસ હતો. જો તે જીવ્યો હોત તો મરાઠી સત્તાનો ઉદય થયો હત. પણ ઇ. સ. ૧૭૭૨ માં તેનું અકાળ મરણ ભરજુવાનીમાં થયું.

**Q 18 What were the relations between Madhavrao I and Raghoba? Describe the circumstances under which he sought the help of the English to attain Peshvaship?**

માધવરાવ એ રાઘોબાનો ભત્રીજો હતો. રાઘોબા સત્તાલોભી હતો. ઇ. સ. ૧૭૬૧ માં બાલાજી બાજીરાવના મરણ પછી માધવરાવ પેશ્વા થયો પણ તે માત્ર સોળ વર્ષની ઉંમરનો હોવાથી કારોબાર રાઘોબા ચલાવવા લાગ્યો. પરંતુ રાઘોબાએ માધવરાવની વિરુદ્ધ ખટપટો કરવા માંડી. માધવરાવ ઘણો ચતુર હતો. તે રાઘોબાની યુક્તિ સમજી ગયો. તેણે રાઘોબાની પાસેથી રાજ્યસત્તા પોતાના હાથમાં લીધી. રાઘોબાને આથી ઘણું માઠું લાગ્યું. હવે તે માધવરાવની સામે થવા નિઝામ અને હૈદરઅલીની મદદ લેવા લાગ્યો. પરંતુ માધવરાવે નિઝામને તેમજ હૈદરઅલીને બે વાર હરાવ્યા. અને રાઘોબાને અમૂક સરતે શરૂઆતમાં સત્તા આપવામાં આવી. તેને સેનાપતિ બનાવવામાં આવ્યો છતાં રાઘોબાએ ખટપટ ચાલુ રાખી. એટલે માધવરાવે તેને ઈ. સ. ૧૭૬૮ માં હરાવ્યો

અને કેદ કરી પુનામાં રાખ્યો. નારાયણરાવને વફાદાર રહેવાની શરતે તેને મૃત્યુ વખતે છોડવામાં આવ્યો. પણ નારાયણરાવનું ખુન થતાં મરાઠા સરદારોએ તેની સામે બંડ કર્યું અને તેથી તે અંગ્રેજોની મદદ લેવા દોડયો. અને ઇ. સ. ૧૭૭૫માં તેણે અંગ્રેજો સાથે એવી સરત કરી કે તેણે અંગ્રેજોને સુરત અને ભરૂચની પાસેનો મુલક આપવો અને અંગ્રેજોએ તેને પેશ્વાઈ અપાવવી. પરંતુ પાછળથી આ બધું રહ્યું ને રાઘોબાને અંગ્રેજોએ ત્રણ લાખનું વર્ષાસન આપ્યું. અને અંગ્રેજોને સુરત પાસેનો મુલક મળ્યો

Q 19 Sketch the career of Madhavrao I.

Or

Show how Madhavrao I revived the Maratha Power and how his character contributed to his success?

સત્તર વર્ષની ઉંમરે માધવરાવે કારભાર પોતાના હાથમાં લીધો તે વખતે મરાઠી સામ્રાજ્યની સ્થિતિ ઘણી ખરાબ હતી. નિઝામ અને મ્હૈસુરનો હૈદરઅલી મરાઠાઓનો નાશ કરવા તલપી રહ્યા હતા.

શરૂઆતમાં તેણે પોતાના કાકા રાઘોબાની ખટપટોનો સામનો કર્યો. તેથી રાઘોબા નિઝામની જોડે મળી ગયો અને નીઝામે ઉદ્ગીરની લડાઈનું કલંક ભૂંસવા પ્રયત્ન કર્યો. પણ નિઝામને માધવરાવે હરાવ્યો. નિઝામે સંધી કરી અને રાઘોબાનો પક્ષ છોડી દીધો. તેણે ભોંસલે સાથે પણ સુલેહ કરી. વળી તેમા વખતમાં મહૈસુરમાં હૈદરઅલી ઘણા જોર પર આવ્યો હતો. તે મરાઠાઓની તેના રાજ્યમાં આવેલી કેટલીક જાગીર લઈ લેવા માંગતો હતો. અને તે રાઘોબાનો પક્ષકાર હતો એટલે માધવરાવે તેને હરાવ્યો ને એક મોટી ખંડણી આપવાની ફરજ પાડી. હૈદરઅલી તે ભરી ન શકયો એટલે તેને ફરી હરાવ્યો અને મરાઠાઓના મુલક મરાઠાઓને પાછા આપ્યા તેમજ મોટી ખંડણી કબુલી. આમ દક્ષિણમાં કાર્ય કર્યા પછી તેણે ઉત્તર તરફ પોતાનું ધ્યાન દોરવ્યું.

પાણીપતના વિજય પછી દીલ્હીમાં જુદા જુદા પક્ષો વચ્ચે તકરાર ચાલતી હતી તેનો લાભ લઈ તેણે ઉત્તરમાં મરાઠી લાગવગ વધારી. તેણે શિંદે અને હોલ્કરને ઉત્તર તરફ મોકલ્યા. ભરતપુરના રાજ્યમાં વગ લગાડી અને જાટ લોકો પાસેથી ખંડણી લીધી ત્યાર પછી રોહીલાઓ સાથે લડાઈ કરી તેમનો મુલક સર કર્યો. પછી દીલ્હી સર કરી મોગલ પાદશાહ શાહઆલમને ગાદીએ બેસાડયો. (૧૭૭૧) આવી રીતે પાણીપતની લડાઈનું કલંક ભુંસી નાખી ફરી પાછો એણે મરાઠી સત્તાનો ઉદય કર્યો.

તે ઘણો બાહોશ રાજ્યકર્તા હતો. તે સ્પષ્ટ વક્તા શૂરો અને કડક રાજનીતિવાળો હતો. રાઘોબાની ખટપટથી અને ટુંકી જીંદગીને લીધે એ પુરેપુરૂં ધ્યાન ઉત્તરમાં આપી શકયો નહિ. તેનો મરાઠી સરદારોનો બંદોબસ્ત કરવાનો વિચાર તથા યોગ્ય દારૂખાનું, તોપ અને અરમાર બનાવવાનો અને અંગ્રેજોને હાંકી કાઢવાનો વિચાર હતો. પણ તેનાં અકાળ મરણને લીધે તે અમલમાં મૂકી શકયો નહિ. તેના વખતમાં ઘણા સરદારો ખ્યાતિમાં આવ્યા જેવા કે નાના ફડનવીશ, મહાદજી શિંદે, અહલ્યાબાઈ વગેરે !

Q 20 Show how the Maratha Power regained its prestige which was lost in the Third Battle of Panipat ?

ઉપરના સવાલનો જવાબ જુઓ.

Q 21 Show how the plain of Panipat was not more fatal to the Maratha Empire than the early death of Madhavrao I.

માધવરાવ પેસ્વા ઈ સ. ૧૭૭૨ માં ભરજુવાનીમાં મરણ પામ્યો. શિવાજી પછી મહારાષ્ટ્રમાં તેના જેવો બાહોશ રાજ્યકર્તા કોઈ થયો નથી. કર્ણાટકમાં અને ઉત્તર હિંદમાં બાલાજી બાજીરાવે જે કામ કર્યું ન્હોતું તે કામ કરી તેણે મરાઠી સત્તાનો ઉદય કર્યો. તેણે નિઝામ

અને હૈદરને હરાવ્યા. દિલ્હીના પાદશાહ શાહઆલમને પોતાના કબજામાં લીધો. રોહીલાઓ પર વેર લઈ ગુમાવેલો મુલક મેળવ્યો. પરિણામે મરાઠી સરદારો એકત્ર થયા અને મરાઠાઓની પ્રતિષ્ઠાનું પુનઃ સ્થાપન કર્યું. તે શૂરો, કૃતજ્ઞી અને પ્રમાણીક રાજકર્તા થઈ ગયો. તેણે છત્રપતિને યોગ્ય બંદોબસ્ત કરવાનું નક્કી કર્યું હતું. અંગ્રેજો પાસે બંગાળ બિહાર વગેરે પ્રદેશો લઈ તેમને હાંકી કાઢવાનું પણ નક્કી કરી મુકયું હતું. લશ્કરના ઉપયોગના દારૂગોળા તથા તરવાર, તોપ વગેરે બનાવવાની યોજના તૈયાર કરી. મરાઠા સરદારો બળવાન બની ન જાય તે પણ યોજી રાખ્યું હતું. ઘણા મરાઠા પુરુષો તેના વખતમાં યોગ્ય રીતે પ્રખ્યાતિમાં આવ્યા. તેના કડક અમલથી રાજ્યમાં સંપૂર્ણ બંદોબસ્ત અને સંપ હતાં. જો રાઘોબાની ખટપટ પતાવ્યા પછી તે વધુ જીવ્યો હોત તો તેણે મરાઠી રાજ્યને દૃઢ અને વિશાળ બનાવ્યું હોત. પણ તે ક્ષયના રોગથી અકાળ ભર જુવાનીમાં મરણ પામ્યો. આના જેવો વિચક્ષણ અને બુદ્ધિશાળી પુરુષ મરણ પામે એનાથી મરાઠાઓને પાણીપતની હારના કરતાં વધારે નુકશાન થાય એ ખરૂં જ છે.

## Q. 22 Would you consider Madhavrao I as the greatest Peshava? Give your reasons.

આપણે ઉપર સવાલ ૨૦ માં જોઇ ગયા છીએ કે માધવરાવ પેશ્વાએ દક્ષિણ હીંદમાં તેમજ ઉત્તર હીંદમાં મરાઠી રાજ્યની સત્તા વધારી પુનઃ પ્રતિષ્ઠા સ્થાપન કરી. અને એક જીર્ણ થયેલાં સામ્રાજ્યને ફરીથી મજબૂત બનાવ્યું એ એની લાયકાત સૌથી મહાન પેશ્વા તરીકે સાબીત કરે છે. તેણે નીઝામ જેવા બળવાન શત્રુને પોતાના હાથ નીચે રાખ્યો. હૈદરને પણ ચૂપ કરી દીધો. રાઘોબા જેવા પખ્યાત માણસને પણ તે મહાત કરી શકયો. તેનામાં નાની ઉમર છતાં વ્યવહારિક કુશળતા અને ડહાપણ ઘણું જ હતું. જો તે જીવ્યો હોત તો મરાઠી રાજ્ય ઘણું જ મજબુત બનત. તે પોતાની અંગ્રેજોને હાંકી

કાઢવાની તેમજ મરાઠા સરદારોને સંપથી રાખી ઐકય સ્થાપવાની યોજના પણ પાર પાડી શકયો હોત. અને તેના મરણ પછી મરાઠા સરદારોની ફાટફુટથી જે કુસંપ પેદા થયો અને મરાઠી સત્તાનો નાશ થયો તે ન થયો હોત. જો તે વધુ જીવ્યો હોત તો રાજકાજમાં પણ પોતાની બુદ્ધિ બતાવી પ્રજાને સુખી અને આબાદ કરી ગયો હોત. પરંતુ તે ન જીવી શકવાને લીધે એની યોજનાઓનો અમલ કરી ન શકયો. એ જ કારણે એને સૌથી મહાન પેશ્વા કહેતાં અચકાવું પડે. એટલું છતાં આપણે એને એક મહાન પેશ્વા કહીશું.

Q. 23 Who in your opinion is the greastest Peshava ?

જો બાલાજી બાજીરાવને ગણવામાં આવે તો સ. ૧૩ નો જવાબ લખો
અને માધવરાવ પેશ્વાને ગણવામાં „ „ „ ૨૨ „ „

આ બન્ને પેશ્વાઓમાં કોને મહાન કહેવો એ અતિશય કઠણ છે. ઇતિહાસકારો પણ ગુંચવાયા છે બન્ને પક્ષના કારણો સબળ છે એટલે એ તો સૌ સૌની પસંદગી પર આધાર રાખે છે.

---

## પેશ્વા નારાયણરાવ ( પાંચમો પેશ્વા ) ૧૭૭૨-૭૩

માધવરાવ પછી તેનો ભાઈ નારાયણરાવ પેશ્વા થયો. તે નાનો હોવાથી રાઘોબા રાજ્ય કારભાર ચલાવવા લાગ્યો. પણ તેને પોતાને પેશ્વા થવું હતું એટલે તેણે ખટપટ કરવા માંડી. તે કેદ પકડાયો પરંતુ ત્યાં બેઠા બેઠા ખટપટ કરી ત્યાંથી છૂટ્યો અને પેશ્વાને કેદ કરાવી તેનું ખુન કરાવ્યું અને પોતે પેશ્વા તરીકે જાહેર થયો. પરંતુ તરત જ મરાઠી સરદારોએ ભેગા થઈ રાજ્ય કારભાર પોતાને હસ્તક લીધો અને રાઘોબા અંગ્રેજોને શરણે ગયો.

---

## માધવરાવ (સવાઇ માધવરાવ) છઠ્ઠો પેશ્વા ૧૭૭૨-૧૭૯૫

નારાયણુરાવના ખુન પછી રાઘોબા પેસ્વા થયો પણુ નારાયણુ-રાવની સગર્ભા પત્નિએ માધવરાવને જન્મ આપ્યો એટલે મરાઠા સરદારોએ ભેગા થઈ માધવરાવને પેશ્વા તરીકે જાહેર કર્યો રાઘોબા ત્યાંથી નાસી અંગ્રેજોના આશ્રયે ગયો. નાના ફડનવીશ અને મહાદજી શીંદે તેના અમલ દરમ્યાન ઘણુા બાહોસ સરદારો થયા. તેમણે મરાઠાઓને અંગ્રેજના આશ્રીત થતા બચાવ્યા. રાઘોબાએ સુરતના કરાર કરી મરાઠાઓ સાથે અંગ્રેજોને પહેલો મરાઠા વિગ્રહ થયો અને સાલબાઇના કરાર થય. મહાદજી શિંદેએ ઉત્તરમાં પ્રતિષ્ઠા સ્થાપી, દીલ્હી દરબારમાંથી પોષાક મેળવી ઘણો માનીતો થયો. નાનાફડનવીશ અને મહાદજી સીંધીયા વચ્ચે સત્તાની હરિફાઇ હતી.

છેવટના સમયમાં નિઝામ સાથે મરાઠાઓએ ચઉથ ખંડણી વસુલ કરવા માટે યુદ્ધ કરવુ પડયું અને તેને ખર્ડાની લડાઇમાં સખત હાર ખવડાવી. આ વખતે માધવરાવે આપઘાત કર્યો. ૧૭૯૫

**Q. 24 What were the causes of the First Maratha War ? What were its important events and what were the terms of the treaty of Salbai ?**

રાઘોબાએ નારાયણુરાવના ખુન પછી પેશ્વાપદ ધારણુ કર્યું પરંતુ નારાયણુરાવની સ્ત્રીએ માધવરાવને જન્મ આપ્યો એટલે મરાઠા સરદારો માધવરાવના પક્ષમાં ગયા અને તેથી રાઘોબાને પેશ્વાપદ છોડવું પડયું. તે સત્તાનો લોભી હોવાથી સુરત ગયો અને અંગ્રેજો સાથે મળી તેણે ઇ. સ. ૧૭૭૫માં સુરતમાં કરાર કર્યો કે રાઘોબાએ અંગ્રેજોને ગુજરાતનો કેટલોક મુલક તથા વસઇ તથા સાલ્સેટ વગેરે આપવાં અને તેના બદલામાં અંગ્રેજોએ રાઘોબાને પેશ્વાઇ અપાવવી. આ વાતની મરાઠાઓને ખબર પડતાં મરાઠાઓ વોરન હેસ્ટીંગ્સ જે ગવર્નર જનરલ હતો તેની સાથે મસલત કરી એટલે તેણે મુંબઇ સરકારે કરેલા રાઘોબા સાથેના

કરારને નામંજુર કર્યા અને મરાઠાઓ સાથે પુરંદર મુકામે સુલેહ કરી. જેથી અંગ્રેજોને સાષ્ટીનો ટાપુ તથા ભરૂચ પાસેની કેટલીક જમીન મળી, પેશ્વા માધવરાવનો સ્વીકાર કર્યો અને રાઘોબાને ત્રણ લાખ રૂપીઆનું વર્ષાસન બાંધી આપ્યું. પણ એટલામાં કંપનીના ઈંગ્લાંડના ડાયરેકટરોએ સુરતની સલાહ માન્ય રાખી એટલે અંગ્રેજોએ પુરંદરનો તહ તોડી મરાઠાઓ સાથે પહેલો મરાઠા વિગ્રહ શરૂ કર્યો.

શરૂઆતમાં પૂના પાસે મરાઠા લશ્કરે અંગ્રેજોને હરાવી ઘણો નામોશી ભર્યો કરાર કરાવ્યો. પણ મુંબઈ સરકારે તે કરાર ન સ્વીકારતાં વિગ્રહ જ ચાલુ રાખ્યો. સિંધીયાને સલાહ કરી મરાઠાઓએ ભેગો થતો અટકાવ્યો. અંગ્રેજોએ ગ્વાલીઅર, અમદાવાદ, કલ્યાણ, વસઇ વગેરે સર કર્યા પણ કંપની લડાઇથી થાકી ગઇ હતી એટલે સાલબાઇ મુકામે ૧૭૮૨ માં કરાર કર્યા જેથી (૧) મહાદજી સીંધીયાને તેના બધા પ્રાંતો પાછા મળ્યા. (૨) અંગ્રેજોને સાષ્ટી આપવાનું નક્કી થયું (૩) ભરૂચ સીંધીયાને મળ્યું. (૪) રાઘોબાને ત્રણ લાખનું વર્ષાસન મળ્યું. (૫) માધવરાવને પેશ્વા તરીકે સ્વીકાર્યો. (૬) મરાઠા રાજ્યમાં અંગ્રેજો સિવાય બીજી પરદેશી પ્રજાઓને આવવાની મના થઇ.

## Q. 25 How did Nizam and Tipu trouble the Marathas in the time of Madhavrao II.

મ્હૈસુરનો સુલતાન ટીપુ આસપાસના મુલકો પર ચઢાઇ કરી પોતાની સત્તા વધારતો હતો. એવામાં તેણે એક મરાઠા સરદારના મુલક ઉપર હુમલો કર્યો, આથી નાના ફડનવીશે ટીપુ સામે લશ્કર મોકલ્યું. લડાઇમાં ટીપુ સખત હારી ગયો. તેણે કેટલોક મુલક મરાઠાઓને આપ્યો અને ત્રીસ લાખ રૂપીઆનો દંડ ભર્યો. મરાઠાઓએ પાછળથી ટીપુને અંગ્રેજો સામે મદદ કરી અને મરાઠાઓને તે વખતે કૃષ્ણા અને તુંગભદ્રા વચ્ચેનો મુલક આપ્યો.

નિઝામ પાસે ચઢી ગયેલી ખંડણી વસુલ કરવાને નાના ફડનવીશે માંગણી કરી. માંગણી કરતાંજ નિઝામ મોટું લશ્કર લઇ પૂના પર ચઢી આવ્યો. તેની સામે થવા બધા મરાઠા સરદારો ભોંસલે, ગાયકવાડ, હોલ્કર, સિંધિયા બધાજ સરદારો પોતાના લશ્કર લઇ આવ્યા. બધા મરાઠા સરદારો એકત્રીત થયા અને નિઝામને ખરડા પાસે સખત હાર ખવડાવી અને ત્યાં તેણે શરણે આવી સુલેહ કરી ત્રણ કરોડ રૂપીઆની ચઢેલી ખંડણી તથા તાપીથી તે પુરંદર સુધીનો મુલક મરાઠાઓને આપ્યો. આ જીતથી મરાઠાઓ ફરી હિંદમાં સામ્રાજ્ય સ્થાપે એવો સુયોગ આવ્યો પણ માધવરાવ પેશ્વાએ પોતાની બાજીરાવ સાથેની મુલાકાત પર મુકાયેલો અંકુશ જોઇ અગાશીમાંથી કુદકો મારી આપઘાત કર્યો.

---

## બાજીરાવ બીજો. છેલ્લો પેશ્વા ૧૭૯૫-૧૮૧૭

માધવરાવના મૃત્યુ પછી પેશ્વાઈ માટે તકરાર ઉભી થતાં નાના ફડનવીશ તથા બીજા સરદારોએ મળી રાઘોબાના પુત્ર બાજીરાવને પેશ્વાઈ અપાવી પરંતુ તેણે પેશ્વા થતાંજ નાનાને કેદમાં નાખ્યો પરંતુ પાછળથી તેને તેના વગર ગાડું ન ચાલવાથી છોડવો પડ્યો.

તેના રાજ્યમાં મરાઠાઓમાં માંહોમાંહે કુસંપ શરૂ થયો. મરાઠા સરદારો એક બીજાના મુલક પર ચઢાઈ કરવા લાગ્યા. પેશ્વાને મરાઠા સરદારોએ ખુબ અકળાવ્યો એટલે તે અંગ્રેજોને શરણે ગયો અને પેશ્વાઈના નાશના બી રોપ્યાં.

ત્યાર પછી મરાઠાઓ અને અંગ્રેજો વચ્ચે ત્રણ વિગ્રહ થયા અને અંતે મરાઠી સામ્રાજ્યનો નાશ થઈ તમામ મુલક અંગ્રેજોનો અંડીયો બની ગયો.

**Q. 26 Write what you know about Nana Fadanvis and his services to the Maratha Confideracy.**

નાના ફડનવીશનું મૂળ નામ બાલાજી જનાર્દન ભાનુ હતું. ઈ. સ. ૧૭૪૧ માં તે જન્મ્યો હતો અને તેણે કર્ણાટકની તથા પાણીપતની લડાઈમાં મરાઠાઓ તરફથી ભાગ લીધો હતો. નાના ફડનવીશ માધવરાવના વખતમાં દરબારમાં આવ્યો. તે ઘણો બુદ્ધિશાળી હોવાથી પેશ્વા માધવરાવ કર્ણાટક ગયો ત્યારે બધો કારભાર તેને સોંપતો ગયો અને માધવરાવે તેને ખાસ વિશ્વાસમાં લીધો. તેની ખરી કારકીર્દી ૧૭૭૫માં જ્યારે માધવરાવ બીજાનો જન્મ થયો ત્યારથી શરૂ થાય છે. માધવરાવના વતી રાજ્ય ચલાવવા માટે તેણે રાજ્ય રક્ષક મંડળ (Confideracy) બનાવી નાના ફડનવીશ આ વખતે અંગ્રેજો અને ફ્રેંચોને હાંકી કાઢવાનો વિચાર કરતો હતો પણ રાઘોબાને લીધે અંગ્રેજો સાથે પહેલો મરાઠા વિગ્રહ થયો અને અંતે સાલબાઈની સુલેહ થઈ. તે ઇ. સ. ૧૮૦૦ માં મરણ પામ્યો.

તે એકદમ ગરમ સ્વભાવનો હતો અને તે હલકા દરજ્જાના માણસ જોડે બહુ ઓછું બોલતો. તેનાથી લોકો તેમજ સરદારો બહુ ડરતા હતા. તે બીજાની નબળાઈનો લાભ લેવા બીલકુલ ચુકતો નહિ. તે મહાદજીનો હરિફ થયો તેણે આખા રાજ્યની સત્તા પોતાને હાથ કરી તેથી કેટલાક દુભાયા. તે હિસાબી કામકાજમાં ઘણોજ ચતુર હતો. તેણે જીવન પર્યંત ડહાપણ તથા કાર્યદક્ષતાથી રાજ્ય કર્યું. તે વિદ્વાન અને ધર્મનીષ્ટ પણ હતો. તેનો જીવન આશય મરાઠા સરદારોને એકત્રિત કરી મજબુત સંગઠન સ્થાપવાનો હતો. તેણે રાઘોબા અને અંગ્રેજોને હંફાવ્યા. મરાઠા સરદારોને ભેગા કરી નિઝામને નામોશી ભરેલી હાર ખવડાવી. વેલેસ્લીની સહાયકારક યોજનાની સામે થયો. તેણે તેના જીવતાં સુધી મરાઠી રાજ્યમાં સંપ જાળવી રાખ્યો પરંતુ તે મરણ પામતાં જ કુસંપ વધ્યો.

**Q 27 What do you know about the career of Mahadji Sindhia?**

સીંધીયા કુળના સ્થાપક રાણોજી સીંધીયાના પુત્ર તરીકે અને પાણીપતના યુદ્ધ વખતે મહાદજી સીંધીયા જાહેર થયો અને સીંધીયાની ગાદી લીધી તેણે પોતાની કારકીર્દી દરમ્યાન ઘણી લડાઇઓ કરી. તેનો વિચાર પેશ્વાથી જુદા થઇ સ્વતંત્ર રાજ્ય સ્થાપવાનો હતો. સાઘોબા મહાદજીની વિરૂદ્ધ હતો. તેથી મહાદજીએ માધવરાવનો પક્ષ લીધો. માધવરાવ સ્વતંત્ર થયો એટલે તેને ઉત્તર હિંદમાં પોતાની ગાદી મળી. અને ઉત્તર તરફ ગયો. પહેલા મરાઠી વિગ્રહ વખતે તેણે અંગ્રેજો સાથે તહ કર્યું ત્યારે તે મરાઠા સરદાર તરીકે આગળ આવ્યો અને પોતાના રાજ્યનાં લશ્કરને પશ્ચિમની ઢબ મુજબ કેળવ્યું.

**તેનું ઉત્તર હિંદનું કાર્ય** :—તેણે ઉત્તર હિંદમાં દિલ્હી તથા આગ્રા મેળવી પેશ્વાની સેવા કરી. નારાયણરાવના ખુન પછી અસ્તવ્યસ્ત થયેલી ઉત્તર હિંદની મરાઠી લાગવગને તેણે ફરી સ્થાપી. તેણે રોહીલ ખંડ પર ચઢાઇ કરી દિલ્હી સર કરી બાદશાહ બીજા શાહઆલમને ગાદી પર બેસાડયો સાલબાઇના કરારથી તેણે ભરૂચ મેળવ્યું. પાદશાહે પેશ્વાને અને શિંદેને ઇલ્કાબો આપ્યા અને તે લઇ ભવ્ય દરબાર સમક્ષ શિંદે આવ્યો. ૧૭૯૪ માં તે મરી ગયો.

**તેનું ચરિત્ર** :—તે ઘણો કુશળ અને બાહોશ સરદાર હતો. તેણે પોતાનું લશ્કર પશ્ચિમની ઢબે તૈયાર કર્યું. પેશ્વાની સગીર વયમાં ઉત્તર હીંદનો વિસ્તાર વધાર્યો. અંગ્રેજોની તે વિરૂદ્ધ હતો. રાજકારણમાં તે નાના ફડનવીસ કરતાં ચઢી જતો હતો. સ્વભાવે આનંદી અને શાંત હતો. તે પાણીપતમાં લડયો હતો અને એક પગે ઘાયલ થયો હતો. તેને સ્વતંત્ર થવું હતું તેથી નાનાફડનવીશ અને તેની વચ્ચે વીખવાદ થયો. પરંતુ પેશ્વા વચ્ચે પડયો અને સમાધાન થયું. નાના ફડનવીશ મહાદજી શિંદેથી ઘણો ગભરાતો હતો.

પહેલા મરાઠા વિગ્રહ વખતે મરાઠાઓ અને અંગ્રેજો વચ્ચે સુલેહ કરાવનાર તેજ હતો.

Q 28 What caused the rise of Mahadji Sindhia? What were his relations with the English?

ઉપરનો જવાબ જુઓ.

Q 29 What were the services rendered to the Maratha Confederacy by Nana Fadanvis and Mahadji Sindhia.

સવાલ નં. ૨૬ અને નં. ૨૭ ના જવાબ જુઓ

Q 30 Explain how the rivalry between Mahadji Sindhia and Nana Fadnavis affects the Maratha Power?

મુત્સદ્દી નાના ફડનવીશ અને બહાદુર સેનાપતિ મહાદજી બન્ને મરાઠી રાજ્યની ઉન્નતિ ઇચ્છતા હતા. નાનાનો મુખ્ય આદેશ મરાઠાઓને એગા કરી તેમનું સંગઠન સ્થાપવાનો હતો. જ્યારે મહાદજી સ્વતંત્ર રાજ્ય સ્થાપવા માગતો હતો. પહેલા મરાઠી યુદ્ધમાં મહાદજીએ નાનાને મદદ કરી પરંતુ સ્વાર્થી રીતે અને તેથી અંગ્રેજો સાથે મરાઠાઓને સુલેહ કરવી પડી. મહાદજી જેવા મહાન સરદાર પર અવલંબન રાખવું ન પડે માટે તેણે પટવર્ધન સરદારોને પ્રબળ કર્યા: સત્તાના લોભમાં નાનો ધ્યેય ભૂલ્યો. મહાદજી દીલ્હીના બાદશાહ પર લાગવગ લગાવી પોતાના ભવ્ય લશ્કર અને ભપકા સાથે પૂનામાં આવ્યો. તેનો વિચાર પૂનાનો કારભાર હાથ લેવાનો હતો. નાના અને મહાદજી વચ્ચે વિરોધ હતો છતાં શિંદેના મરણથી નાનાએ મરાઠી સામ્રાજ્યનો આધારસ્તંભ ખોયો. મરાઠાઓમાં કુસંપ વધ્યા સિંધિયાની સત્તા વધવાથી નાનો ગભરાવા લાગ્યો હતો. અંતે પેશ્વાએ ગંભીર પરિસ્થિતિમાં વચ્ચે પડી સમાધાન કરવ્યું. હોલ્કર અને સિંધિયા વચ્ચે નાના ફડનવીસે વેર ઉત્પન્ન કરાવ્યું. નાના ફડનવીસ હીસાબી કામમાં નિપુણ હતો જ્યારે મહાદજી તેમ ન હોવાથી

દેવાદાર સ્થિતિમાં ગુજરી ગયો. મહાદજીએ અંગ્રેજોની સાથે રહેવાનું વચન આપ્યું હતું. પરંતુ નાના ફડનવીસ અંગ્રેજોની સામે થતો. એટલે મહાદજીના અવસાન પછી અંગ્રેજો બળવાન થયા. આ -બેના રાજ્ય સત્તાના લોભને લીધે મરાઠી સરદારોમાં કુસંપ અને ફાટફુટ વધ્યાં. જેનો લાભ ફડનવીસનું અવસાન થતાં જ અંગ્રેજોએ લઈ મરાઠી સત્તાનો નાશ કર્યો.

**Q. 31 Give an account of the rivalry between Daulatrao Sindhia and Jasvant Holkar and show the effects it had on the fortunes of the Marathas.**

નાના ફડનવીશ અને દૌલતરાવ સીંધીયાએ બાજીરાવનો પક્ષ લઇ તેને પેશ્વા પદ અપાવ્યું પણ એ અરસામાં યશવંતરાવ હોલ્કરે સિંધિયાના મુલક પર લૂંટફાટ કરવા માંડી. પેશ્વાની પણ તે સામે થયો. આ બધામાં બાજીરાવને નાના ફડનવીશની જરૂર લાગી. પણ તે ઈ સ. ૧૮૦૦ માં મરણ પામ્યો એટલે બાજીરાવ પેશ્વાનો વિચાર સિંધિયાને પણ પોતાના માર્ગમાંથી દૂર કરવાનો હતો. તેથી તેણે સિંધિયાના લશ્કરનો ખર્ચ આપવા ના પાડી. પરિણામે સિંધિયા પુના પર ચઢી આવ્યો અને એક અઠવાડિઆં સુધી પુના લૂંટયું. પણ હોલ્કરે સિંધિયાના મુલક પર લૂંટ ચલાવવા માંડી તેથી સિંધિયા પૂના છોડી એકદમ તેની સામે ગયો. પરંતુ તે ઉજ્જન પહોંચે તે પહેલાં હોલ્કરે ઉજ્જન લૂંટયું. તેનું વેર લેવા સિંધિયાએ હોલ્કરની રાજ્યધાની ઇંદોર પર ચઢાઇ કરી અને તેને લૂંટયું. એ અરસામાં તેને ખબર પડી કે હોલ્કર પૂના પર ચઢાઈ લઇ ગયો એટલે સિંધિયાએ તેની પૂંઠ પકડી અને પૂના આવ્યો. બન્ને વચ્ચે મહાન યુદ્ધ થયું તેમાં સિંધિયા હારી ગયો. કેટલાક સરદારો બાજીરાવની વિરૂદ્ધમાં પડયા તેમને બાજીરાવે મારી નંખાવ્યા. આમાં યશવંતરાવ હોલ્કરનો ભાઇ પણ

મરાયો, તેથી હોલ્કર ગુસ્સે થયો અને પુના પર ચઢાઈ કરી. સિંધિયા પર મેળવેલી જીતથી બાજીરાવ ઘણો ભયભીત થયો હતો એટલે તે પુનાથી નાશી છૂટયો અને અંગ્રેજોને શરણે ગયો. અંગ્રેજોની સહાયકારક યોજના સ્વીકારી તેણે પેશ્વાઈના અને મરાઠી રાજ્યના નાશનાં બી રોપ્યાં.

આના પરિણામ ઘણા માઠાં આવ્યાં. અંગ્રેજોએ પેશ્વા તરફથી મરાઠા સરદારો સાથે લડવા માંડયું. બધા સરદારો ભેગા થયા હોત તો અંગ્રેજો ફાવત નહિ પણ એકની હાર બીજો સરદાર ખુશ થઇ જોતો. પરિણામે અંગ્રેજોએ સિંધિઆ અને હોલ્કર બન્નેને હરાવી તેમની સ્વતંત્રતા છીનવી લીધી.

Q. 32 Under what circumstances was the treaty of Bassein signed? State its terms, importance and effects.

Or

Why is the treaty of Bassein regarded as the turning point in the history of India? Give its terms.

બીજા બાજીરાવે પોતાની વિરૂધ્ધ થયેલા સરદારોને મારી નંખાવ્યા. તેમાં યશવંતરાવ હોલ્કરનો ભાઈ વિઠોજી પણ હતો. તેને હાથીના પગ નીચે કચડાવી નાંખ્યો. આથી યશવંતરાવ હોલ્કર ક્રોધે ભરાયો અને મોટાં લશ્કર સાથે પ્રદેશો લુંટતો પુના પર ચડી આવ્યો. તેણે સીંધિઆને અને પેશ્વાને હરાવ્યા અને પૂના લુટયું. બાજીરાવને થયું કે પોતાના સરદારો તેને મદદ કરશે નહિ અને હોલ્કરની સામે પોતે એકલો ટકી શકશે નહિ તેથી તે પૂનાથી નાઠો અને વસઈમાં અંગ્રેજોને શરણે ગયો અને તેમની સાથે ઈ. સ. ૧૮૦૨ માં વસઈની સંધી કરી.

**વસઈની સંધીની શરતો** :—(૧) અંગ્રેજોએ બાજીરાવને પેશ્વાઈ મેળવી આપવી. (૨) તેના બદલામાં બાજીરાવે અંગ્રેજોનું સહાયકારક સૈન્ય રાખવું. (૩) સહાયકારક સૈન્યના નિભાવ માટે ૨૬ લાખ રૂપીઆની ઉપજવાળો પ્રદેશ અંગ્રેજોને મળ્યો (૪) ટંટા થતાં અંગ્રેજોનો નીકાલ પેશ્વાએ માન્ય રાખવો. (૫) અંગ્રેજો સિવાય કોઇ પણ રાજ્ય સાથે સુલેહ કે યુદ્ધ થઇ શકે નહિ અને અંગ્રેજ સિવાયની બીજી પ્રજાને આશ્રય પણ આપવો નહિ (૬) પેશ્વા અંગ્રેજોનો તાબેદાર થયો. સુરત પરનો હક્ક પેશ્વાએ છોડી દીધો અને નિઝામ તથા ગાયકવાડ સાથેની તકરારોનું સમાધાન અંગ્રેજોએ કરવું એમ થયું.

આ સંધિથી પેશ્વા પરતંત્ર બન્યો. અને મરાઠી રાજ્યમાં અંગ્રેજોનો પગપેસારો કાયમનો બની ગયો. મરાઠા સંઘ ભાંગી પડ્યો અને પેશ્વાના આંતરિક તેમજ બહારના કારભારમાં અંગ્રેજો વર્ચસ્વ સ્થાપી બેઠા. બીજા મરાઠા સરદારો સીંધીયા, ભોંસલે, હોલ્કર પેશ્વાના માંડલિક હતા છતાં તેઓએ આ તહ કબુલ ન રાખ્યું અને યુદ્ધ ચાલુ રાખ્યું. આથી બીજો મરાઠા વિગ્રહ થયો. દરેક સરદારને અંગ્રેજોએ હરાવ્યા અને પોતાના ખંડીયા બનાવ્યા. મરાઠી રાજ્ય સત્તાનો નાશ થયો મરાઠા સરદારોની એકતા નાશ પામી. મરાઠી સત્તા નાશ પામી. અંગ્રેજો મહારાષ્ટ્રના સત્તાધારી બન્યા. મરાઠી રાજ્યનો સર્વનાશ વસઇના તહથી થયો એ ખોટું નથી. અને અંગ્રેજો પણ મરાઠી રાજ્ય નાશ થતાં સર્વસત્તાધારી બન્યા. અને પોતાનું રાજ્ય હિંદમાં કાયમને માટે સ્થાપ્યું.

## Q. 33 Give an account of the Second Maratha War.

**બીજા મરાઠી વિગ્રહનાં કારણો** :—વસઈના કરારે મરાઠા સરદારોમાં ખળભળાટ કરી મૂક્યો. સિંધિયા, હોલ્કર, ભોંસલે વગેરે વસઇના કરારને માનતા નહિ અને કહેતા કે બાજીરાવે તેમની સંમતિ લેવી

જોઈતી હતી. પેશ્વા સાથે થયેલા કરાર પ્રમાણે અંગ્રેજોએ બાજીરાવને પેશ્વાઈ આપી પૂનામાં અંગ્રેજી લશ્કર રાખ્યું પણ સિંધિયાએ અંગ્રેજી લશ્કરને પૂના છોડી જવા ફરમાવ્યું. આ ઉપરથી વેલેસ્લીએ લડાઇની તૈયારીઓ કરવા માંડી. મરાઠી લશ્કર આસાઈ આગળ છાવણી નાંખી પડયું હતું. અંગ્રેજોએ સિંધિયા અને ભોંસલેનાં એકત્ર થયેલાં લશ્કર પર આસાઈ આગળ હુમલો કર્યો. બન્ને લશ્કરો વચ્ચે ખુનખાર યુદ્ધ થયું. ઈ સ. ૧૮૦૩ માં મરાઠાઓ હાર્યા. એજ વખતે ઉત્તરમાં જનરલ લેઈકે અલીગઢ, દીલ્હી અને આગ્રા સર કર્યાં. ૧૮૦૩ માં આરગામ આગળ ભોંસલે ફરી હાર્યો અને અંગ્રેજોએ કેટલોક પ્રદેશ સર કર્યો. તેવી જ રીતે લાસગામ આગળ સિંધિયા ફરીથી હાર્યો અને આ હારથી બન્નેએ ગુંચવાઈ જઈને અંગ્રેજો સાથે જુદે જુદે ઠેકાણે સંધિ કરી. અંગ્રેજ અને ભોંસલે વચ્ચે દેવગામની સંધિ થઈ અને સિંધિયાએ અંગ્રેજો સાથે સરજીઅંજે ગામ આગળ સંધિ કરી. ઈ. સ. ૧૮૦૩.

ભોંસલે અને અંગ્રેજો વચ્ચેની દેવગામની સંધિઃ-(૧) ભોંસલેએ કટક તથા વરાડ પ્રાંત અંગ્રેજોને આપ્યા અને નિઝામને કેટલોક મુલક આપ્યો. (૨) દેશી રાજ્યો સાથેની તકરારમાં તથા નિઝામ સાથેની તકરારમાં અંગ્રેજોનું મધ્યસ્થપણું સ્વીકાર્યું. (૩) અંગ્રેજો સિવાય કોઈપણ પ્રજાને પોતાના રાજ્યમાં આવતી અટકાવવામાં આવી. (૪) ભોંસલેના રાજ્યમાં એક બ્રિટીશ રેસીડન્ટ રહ્યો. (૫) ચોથ ઉઘરાવવાનો હક્ક જતો કર્યો.

સિંધિયા અને અંગ્રેજો વચ્ચેની સરજીઅંજે ગામની સંધિઃ—

(૧) સિંધિયાએ પોતાના રાજ્યમાં અંગ્રેજ રેસીડન્ટ રાખ્યો.

(૨) અંગ્રેજવિરોધી પ્રજાને રાજ્યની નોકરીમાંથી બાતલ રાખ્યા.

(૩) અંગ્રેજોને ભરૂચ તથા ગંગા જમના વચ્ચેનો પ્રદેશ મળ્યો. પેશ્વાને અહમદનગર અને નિઝામનો કેટલોક ભાગ આપ્યો.

(૪) ચોથ ઉઘરાવવાનો હક્ક જતો કર્યો.

આ વિગ્રહથી સિંધિયા અને ભોંસલે અંગ્રેજોના તાબેદાર બન્યા અને સ્વતંત્રતા ગુમાવી.

**Q. 33 Give an account of the Third Maratha Battle.**

બીજા મરાઠી વિગ્રહમાં યશવંતરાવ હોલ્કરે ભાગ લીધો ન હતો. તેની પાસે કેળવાયલું લશ્કર હતું અને તે લશ્કર પર આધાર રાખી. તેમણે રજપુતાનાના પ્રદેશો પર લૂંટ ચલાવી. રજપુતાનાનો પ્રદેશ એ વખતે અંગ્રેજોનાં રક્ષણ હેઠળ હતો એટલે વેલેસ્લીએ હોલ્કર સાથે લડાઈ શરૂ કરી. શરૂઆતમાં તો અંગ્રેજ સૈન્ય બીલકુલ ફાવ્યું નહિ અને તેને ઘણી આપદા પડી. ઉપરાઉપરી જીતથી હોલ્કરને જરા ઉત્તેજન મળ્યું અને તેણે દિલ્હીને ઘેરો ઘાલ્યો. દિલ્હીને બચાવવું ઘણું મુશ્કેલ થઈ પડયું હતું અને એવામાં અણીને પ્રસંગે જનરલ લેઈક લશ્કર લઇ મદદે આવ્યો. તેણે હોલ્કરને દીગ અને ફરૂકાબાદ આગળ સખત હાર આપી પરાજીત કર્યો. ભરતપુરના રાજાએ હોલ્કરને મદદ કરી હતી પણ તે દીગ આગળ હાર્યો અને હોલ્કર ભરતપુરના કીલ્લામાં ભરાયો. જનરલ લેઈક ભરતપુર લેવા જતો હતો તેવામાં ભરતપુરના રાજાએ સુલેહનું કહેણ મોકલ્યું અને અંગ્રેજો સાથે સંધિ થઇ. ભરતપુરના રાજાએ અંગ્રેજોને ૨૦ લાખ રૂપીઆ આપવાનું નક્કી કર્યું અને હોલ્કર સાથેનો સંબંધ છોડી દેવા તૈયાર થયો. આ વખતે વેલેસ્લી ઈંગ્લાંડ ગયો. હોલ્કર એકલો પડેલો હોવાથી તે ઘણો વ્યાકુળ બન્યો અને સર જોન બાર્લોની સાથે સંધિ કરી અને ઇ. સ. ૧૮૦૫ માં વિગ્રહનો અંત આવ્યો. હોલ્કરના સર્વ મુલકો તેને પાછા આપ્યા.

૧૮૧૧ માં જશવંતરાવ મરણ પામ્યો. પછી તેના સરદારોએ ૧૮૧૮ માં અંગ્રેજો સાથે યુદ્ધ કર્યું અને હાર્યા અને જશવંતરાવના

પુત્ર મલ્હારરાવે સંધિ કરી હોલ્કરના રાજ્યમાં બ્રીટીશ રેસીડન્ટ રાખ્યો, એક અંગ્રેજ સૈન્ય રાખ્યું અને કેટલાક પ્રાંતો અંગ્રેજોને આપ્યા.

Q. 34 Describe the Fourth Maratha War.

ઈ. સ. ૧૮૦૨ ના વસઇના કરારથી બાજીરાવ અંગ્રેજોનો આશ્રિત હતો. પરંતુ તે અંગ્રેજોને ધિક્કારતો હતો અને મરાઠી સરદારો સિંધિયા, હોલ્કર અને ભોંસલેને એકત્ર કરી લશ્કર ઉભું કરવા યોજના કરતો હતો. એટલામાં ઇ. સ. ૧૮૧૫ માં ગાયકવાડ તરફથી હિસાબ કરવા આવેલા ગંગાધર શાસ્ત્રીનું ખૂન પૂનામાં ત્ર્યંબક નામના માણસની શીખવણીથી પેશ્વાએ કરાવ્યું. અંગ્રેજોએ ત્ર્યંબકજીનો કબજો માગ્યો. ત્ર્યંબકજી કેદ પકડાયો. પરંતુ બાજીરાવની મદદથી તે નાશી છૂટયો. બાજીરાવ પાસે અંગ્રેજોએ ત્ર્યંબકજીને પકડવા તેમ જ લશ્કરના ખર્ચને લગતી કેટલીક શરતો મૂકી જે સ્વીકારવાની બાજીરાવે આનાકાની કરવા માંડી. આ વખતે રેસીડન્ટ એલ્ફીન્સ્ટને પુનાની આજુબાજુ લશ્કર ભેગું કર્યું. બાજીરાવે ગુપ્ત રીતે લડાઇની તૈયારી કરવા માંડી અને મરાઠી સરદારોને ઉશ્કેરવા માંડયા. આથી પેશ્વા સાથે લડાઈ થઇ.

પેશ્વાનો મુખ્ય સેનાપતિ ઈ. સ. ૧૮૧૭ માં ખડકી નજીક હારી ગયો. જનરલ સ્મીથે પૂના સર કર્યું. પેસ્વા નાશી ગયો. પરંતુ ઈ. સ. ૧૮૧૮ માં કોરેગામ નજીક તે ફરીથી હાર્યો. અંગ્રેજોએ સતારા સર કર્યું. અને બાજીરાવનું લશ્કર અષ્ટી નજીક હાર્યું. બાજીરાવ નાશી ગયો પરંતુ તે તરત જ શરણે આવ્યો. તેને પદભ્રષ્ટ કરવામાં આવ્યો અને તેનું રાજ્ય અંગ્રેજોની હકૂમત હેઠળ આવ્યું. તેને આઠ લાખ રૂપીઆનું વર્ષાસન બાંધી આપવામાં આવ્યું અને તેને બીઠુરમાં રાખવામાં આવ્યો. ઈ. સ. ૧૮૫૩ માં તે મરણ પામ્યો અને પેશ્વાઇનો અંત આવ્યો. ઈ સ. ૧૮૧૮ માં નાગપુરમાં રઘુજી ભોંસલે પછી આપા સાહેબ રાજ્ય કરતો હતો. તેણે પેસ્વા બાજીરાવને ઘણી મદદ

કરી હતી. અંગ્રેજોની સામે ૧૮૧૮ માં લડાઈ જાહેર કરી આપા સાહેબે બ્રીટીશ છાવણી પર હુમલો કર્યો. પરંતુ તે સતાબાલ્દી આગળ હાર્યો. ફરીથી તે જબલપુર આગળ હાર્યો અને નાશી ગયો. તેના પુત્રને બ્રીટીશ રક્ષણ હેઠળ ગાદીએ બેસાડયો.

Q 35 What do you mean by the Maratha Confederacy? What where its achievements and what led to its downfall?

શિવાજીએ સ્થાપેલાં અષ્ટ પ્રધાન મંડળમાં સહેજ સુધારો કરી બાલાજી વિશ્વનાથે દેશની અવ્યવસ્થા દુર કરવા જાગીરી પદ્ધતિ શરૂ કરી અને રાજ્ય વિસ્તાર સંભાળતા બળવાન સરદારો વધવા લાગ્યા અને આ રીતે મરાઠા સંઘનું બીજ રોપાયું. એ સરદારો પોતાના મુલકમાં મુલકી અને લશ્કરની બાબતમાં સ્વતંત્ર હતા પરંતુ પરદેશ સાથેનો વ્યવહાર તથા નાણાંવિષયક બાબતમાં મધ્યવર્તી સરકારને જવાબદાર રહેતા. તેઓ બધા એક બીજાના સાથમાં રહેતા અને તેઓ સ્વાર્થ સાધવા તૈયાર રહેતા. મરાઠા સંઘ કાંઈ ખાસ હેતુસર સ્થપાયો ન હતો. પરિસ્થિતિને કારણે તેનો જન્મ થયો. પેશ્વાઇના ઝઘડા વખતે નારાયણરાવના ખુન પ્રસંગ પછી બધા બહાર પડયા.

તેઓએ મેળવેલી સિદ્ધિઃ-માધવરાવે ઉત્તરમાં મોકલેલા કાનડે, સિંધિયા, હોલ્કર વગેરેએ ત્યાં જઈ રોહીલા તથા પઠાણોનો નાશ કરી શાહઆલમને દીલ્હીની ગાદી પર બેસાડી પાણીપતની હારનું કલંક ધોયું.

સિંધીયા, નાના ફડનવીશ, વગેરે અંગ્રેજો સાથે રાઘોબાનો પક્ષ લઇ આવ્યા હતા તેમને હરાવી રાઘોબાનો પક્ષ છોડાવી દીધો. વસઇ વગેરે લઈ અંગ્રેજો ફરી પાછા સામા થયા. મરાઠાઓ બહાદુરીથી લડયા. અંગ્રેજો થાકયા અને છેવટે મહાદજી સિંધીયા મારફતે અંગ્રેજોએ સુલેહ કરી.

સાલબાઇના કરાર પછી મહાદજીએ નષ્ટ થયેલી મરાઠાઓની દીલ્હીના દરબારમાંની લાગવગ ફરી ચાલુ કરી. બાદશાહ પાસે પેશ્વાને પદવી અપાવી મરાઠી રાજ્યની સત્તા દીલ્હીમાં ચાલુ કરી. અને છેવટે

બધા સરદારોએ એકત્ર થઈ ચઢી ગયેલી ખંડણી આપવા ના પાડતાં નિઝામને સખત રીતે ખરડાની લડાઇમાં હરાવ્યો. આ મરાઠી સંઘનું કાર્ય.

મધ્યસ્થ સત્તાની નીર્બળતા તથા સરદારો માંહેનો કુસંપ તથા ફુટી જવાની રીત તથા સ્વાર્થસાધુના એ મરાઠી સરદારોના દુર્ગુણને લીધે સંઘ તુટી પડયો. તેનાથી એકતા નાશ પામી. છત્રપતિ કે પેશ્વા કોઇનો અધિકાર રહ્યો નહિ એટલે સરદારો તદ્દન સ્વતંત્ર થયા. પેશ્વા અંગ્રેજોનો પરતંત્ર થતાં બીજા સરદારો સાર્વજનિક હિત બાજુ મુકી અંદર અંદર લડવા લાગ્યા અને વિદેશી શત્રુ સામે એક બીજાને મદદ કરી નહિ. આખરે દરેકને અંગ્રેજોને શરણે જવું પડયું.

Q 36 Write short notes on :—

(૧) સરદેશમુખી અને ચોથ. (૨) કલુષ. (૩) સદાશીવરાવ ભાઉ (૪) ખર્ડાની લડાઇ (૫) વસઇનો કરાર. (૬) અષ્ટ પ્રધાન મંડળ (૭) તારાબાઇ (૮) અહલ્યાબાઇ.

(૧) ચોથાઇ અને સરદેશમુખી:—પ્રાંતનું જે કુલ ઉપજ થાય તેમાંથી ચોથાઇ એટલે ૨૫ ટકા અને સરદેશમુખી એટલે ૧૦ ટકા મળીને કુલ ૩૫ ટકા મરાઠાઓને મળે અને બાકીનું ઉત્પન્ન મોગલો રાખે. ચોથાઈ અને સરદેશમુખી મરાઠી અમલદારો ઉઘરાવે. અને એ હક્ક બદલ છત્રપતિ (મરાઠાઓ) મોગલાઇનો બચાવ કરે. એ ચોથ અને સરદેશમુખીનો અર્થ.

(૨) કલુષ :-ગાદીએ આવ્યા પછી શંભાજીએ ઉત્તર હિંદના એક બ્રાહ્મણને પોતાનો પ્રધાન બનાવ્યો. આ બ્રાહ્મણ ભોંસલે કુટુંબનો ગોર હતો તે ગંજેરી, લંપટ અને વ્યસની હતો. પણ તે મીઠાબોલો અને પરદેશી હોવાથી છત્રપતિને ગમી ગયો હતો. તેના કહ્યા પ્રમાણે રાજ્યકારભાર ચાલવા લાગ્યો. તેને ' કવિ કુલેશ ' કહેતા પણ મરાઠાઓ તેને કલુષ (પાપ) નામે ઓળખતા.

(૩) સદાશીવ ભાવ :—આ વીર પુરૂષ બાજીરાવ પહેલાના ભાઇ ચીમનાજી આપ્પાનો પુત્ર હતો. તેણે નાની ઉંમરમાં કર્ણાટક પર સ્વારી કરી હતી. નિઝામની સાથે ઉદ્દગીરની લડાઈમાં જીત મેળવી તે વખતે તે સેનાપતિ હતો. તેણે નીઝામ સાથે ખુલ્લી લડાઈ કરી જીત મેળવી હતી તેથી તે અભિમાની બન્યો હતો. પાણીપતની લડાઇમાં પણ તે ગયો હતો. તેણે ગર્વથી ત્યાં પણ ખુલ્લા મેદાનની લડાઇ લડવા કહ્યું. અંતે પાણીપતના યુદ્ધમાં તે મરાયો. તે અંગ્રેજોના તોપખાનાથી ઘણો મુગ્ધ થયો હતો. તેણે ઈબ્રાહીમખાં ગાર્દીને પોતાની નોકરીમાં રાખ્યો. તે હિસાબી કામમાં બાહોશ હતો.

(૪) ખર્ડાની લડાઇ :—જુઓ સવાલ નં. ૨૫

(૫) વસાઇનો કરાર :— ,, ,, ,, ૩૨

(૬) અષ્ટ પ્રધાન મંડળ ,, ,, ,, ૫

(૭) તારાબાઈ :—શીવાજીના પુત્ર રાજારામની એ સ્ત્રી હતી. રાજારામનાં મરણ પછી તેણે ઘણી મહેનત કરી મરાઠી રાજ્યને મોગલો સામે ટકાવી રાખ્યું. શાહુએ મોગલો પાસેથી છુટી આવ્યા બાદ ગાદી પર પોતાનો હક્ક માંગ્યો. તારાબાઇ કર્તવ્યશીલ તથા મહત્વાકાંક્ષી હતી છતાં તે સત્તા લોભી પણ હતી તેથી ગાદી પર પોતાના પુત્રનોજ હક્ક હોવો જોઇએ એવો આગ્રહ કર્યો. છેવટે ૧૭૦૯ માં તારાબાઇએ કોલ્હાપુરમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. શંભાજીએ તારાબાઇ અને તેના પુત્રને કેદમાં નાંખ્યો અને પોતે રાજ્ય પચાવી પાડ્યું. શાહુએ તારાબાઇના પૌત્ર રાજારામને દત્તક લીધો અને રાજ્યકારભાર પેશ્વાને સોંપ્યો. રાજારામ પેશ્વાના કહેવા પ્રમાણે ચાલતો પણ તારાબાઇને તે ગમતું નહિ. તેથી તેણે પેશ્વાની સત્તા ઉથલાવી પાડવા જુદા જુદા મરાઠા સરદારો સાથે ઘણી ખટપટ કરી પરંતુ કાંઇ વળ્યું નહિ. અને ઇ. સ ૧૭૬૧ માં તે મરણ પામી.

(૮) અહલ્યાબાઇ :–મલ્હાવરાવ હોલ્કરના પુત્ર ખંડેરાવની તે પત્ની હતી. ખંડેરાવ ઉંમેરના ઘેરામાં મરાયો એટલે બધો કારભાર બુદ્ધિશાળી અને વ્યવહારચતુર અહલ્યાબાઇને સોંપવામાં આવ્યો. અહલ્યાબાઇ વિધવા અને મરાઠા હતી છતાં સફેદ વસ્ત્રો પહેરી ખુલ્લે મોએ ફરતી અને દરબાર ભરતી. તેણે મલ્હાવરાવની કીર્તી કાયમ રાખી. તે ધર્મનિષ્ઠ હતી. તેણે ઘણી સરસ રીતે રાજ્ય વ્યવસ્થા કરી. નીતિ અને ડહાપણની તે મૂર્તિ હતી. તેણે દેવસ્થાનો, આશ્રમો વગેરે સ્થાપ્યાં. લોકોના સુખ માટે તેણે કુવા, ધર્મશાળા વગેરે બંધાવ્યાં. ઇંદોર શહેરને સમૃદ્ધ બનાવ્યું. ઇ. સ. ૧૭૯૫ માં તે મરણ પામી.

Q, 37 Give the causes of the downfall of the Maratha Power.

મરાઠી સત્તા ઇ. સ. ૧૭૬૧ માં ઉચ્ચ કક્ષાએ પહોંચી અને તેને વિનાશક એવા ત્રણ ફટકા પડયા. પહેલો પાણીપતના યુદ્ધની હાર. બીજો માધવરાવ પેશ્વાનું અકાળ મૃત્યુ. અને ત્રીજો વસઇનો કરાર. આથી મરાઠી સત્તાના નાશનાં કારણો નીચે પ્રમાણે છે:—

( ૧ ) મરાઠાઓ સ્વતંત્ર થવા પ્રયત્ન કરતા અને સમગ્રપણે આખા દેશનો તેઓ વિચાર કરતા ન હતા. માત્ર સ્વાર્થ જોતા. સાર્વજનિક દૃષ્ટિ રાખતા નહિ. ( ૨ ) તેઓ રાજ્યને પૂજવાને બદલે વ્યકિતઓને પૂજતા અને આથી માંહોમાંહે કુસંપ વધ્યો ( ૩ ) રાજ્ય આખાં તરીકે ન રહેતાં જુદા જુદા વિભાગોમાં વહેંચાવા લાગ્યું. શરૂઆતમાં સતારા અને કોલ્હાપુર જુદાં થયાં. પછી પુના, ઇંદોર, ગાયકવાડ વગેરે. ( ૪ ) સરદારો વચ્ચે સત્તાની હરિફાઇમાં તેઓએ રાજ્યનો નાશ જોયો નહિ. દા. ત. નાના ફડનવીશ અને મહાદજી વચ્ચે તેમજ સિંધિયા અને હોલ્કર વચ્ચેનો કુસંપ. (૫) મરાઠા સરદારો અંગ્રેજોનો પગપેસારો હોવા છતાં એકત્ર થય નહી ( ૬ ) મરાઠા સરદારો અંગ્રેજોની યુકતીપ્રયુકતી સમજવા જેટલા દૂરંદેશી હતા નહિ ( ૭ ) પેશ્વાનો હોદ્દો વંશપરંપરાનો

થવાથી નબળા પેશ્વાઓ પણ આવતા એ રાજ્યને અધોગતીએ જ પહોંચાડતા. (૯) મરાઠા લશ્કરને પશ્ચિમની ઢબ પ્રમાણે તાલીમ નહોતી તેથી અંગ્રેજો સામે ટકી શકયા નહિ. (૧૦) પાણીપતની હારથી તેમને ફટકો લાગ્યો. (૧૧) મરાઠી સત્તામાં કર્તવ્યનિષ્ઠ માણસો જલદી કાળને વશ થયા અને નાલાયક માણસોના હાથમાં બાજી ગઇ. (૧૨) બાજીરાવે લીધેલો અંગ્રેજોનો આશ્રય.

Q 38 Write what yon know about :—
(I) Raghoba; (2) Barbhai's Conspiracy; (3) Chimaji Appa; (4) Malharro Holkar; (5) Dhanajee Jadao.

(૧) **રાઘોબા:**—રાઘોબા બાજીરાવ ૧ લાનો પુત્ર હતો. બહાદુર યોદ્ધા તરીકે તે જાણી તો છે. તેણે પંજાબ પર ચઢાઇ કરી લાહોર જીતી લીધું, અને તેને લીધે પાણિપતના યુદ્ધનો પરાજય વહોરી લીધો, તેમજ મરાઠી સત્તાના નાશનું કારણ બન્યો. બાલાજીરાવનાં મૃત્યુ પછી માધવરાવ ૧ લો સગીર હતો તેથી રાઘોબાએ તેના વતી રાજ્ય ચલાવ્યું. પહેલા મરાઠા વિગ્રહને અંતે તેણે અંગ્રેજો સાથે સુરતના કરાર કરી સાષ્ટી અને વસાઇ તેને આપવા ઠરાવ્યું. વારગામના કરાર પ્રમાણે અંગ્રેજોને રાઘોબા—શત્રુને સોંપી દેવાની ફરજ પડી હતી, પણ તે પહેલાં રાઘોબાએ મહાદજી શિંદેનું શરણ લીધું હતું. છેવટે સાલબાઇના કોલકરાર પ્રમાણે તેને ત્રણ લાખ રૂપિયાનું વાર્ષિક પેન્શન આપવામાં આવ્યું.

(૨) **બારભાઇના કારસ્તાન:**—નારાયણરાવને પકડવા માટે કાવત્રું રચવામાં આવ્યું પણ તેના પરિણામે નારાયણરાવનું ખુન થયું. આથી રાઘોબાનો સાથીદાર સખારામ બાપુ પણ મનમાં

ઘણું દુ:ખ પામ્યો. નારાયણરાવની સ્ત્રી ગંગાબાઈ ગર્ભવતી હતી એમ તેને ખબર પડતાંજ રાઘોબાને પદભ્રષ્ટ કરી ગંગાબાઈને નામે કારભાર ચલાવવો, અને તેને પુત્ર ન થાય તો દત્તક પુત્ર આપવાની વ્યવસ્થા કરવી, એ પ્રમાણે તેણે રચના કરી. તેના વિરોધીઓ નાના ફડનવીસ વિગેરેને પણ આ યોજના પસંદ પડી. તેમણે પણ આ કારસ્થાનમાં સામેલ થવાનો વિચાર કર્યો. આ કારસ્થાનમાં બાર મુખ્ય માણસો હોવાથી તેને બારભાઇનું કારસ્થાન કહે છે. આ સમયે નિઝામ હૈદર પર સ્વારી કરવા ગયો હતો. તેની સાથે નાના વિગેરેએ ભેગા મળી પૂના તરફ કૂચ કરી. તેમણે પૂના કબજે લીધું અને ગંગાબાઇને પુરંદરમાં સલામત રાખી. બાર ભાઇઓએ સતારાથી ગંગાબાઇના નામે પેશ્વાઇનાં વસ્ત્રો મંગાવ્યાં અને આ કારસ્થાનમાં સિંધિયા તથા હોલ્કરને પણ સામેલ કરવામાં આવ્યા. રાઘોબાને આ વાતની ખબર પડતાંજ તે પૂના પર ચઢી આવ્યો. કાંસેગાંવ પાસે હરિપંત ફડકેએ રાઘોબાને હાર ખવડાવી. ગંગાબાઇને ૧૭૭૪ માં પુત્રપ્રાપ્તિ થઇ અને બારભાઇનું કારસ્થાન નાના—બાપુનાં ડહાપણથી પાર પડયું.

(૩) **ચીમાજી આપ્પા:**—ચીમાજી આપ્પા બાલાજી વિશ્વનાથ પેશ્વાનો બીજો પુત્ર હતો. પોર્ટુગીઝો પાસેથી તેણે વસાઇનો અજય્ય કિલ્લો લઇ પોતાનું નામ અમર કર્યું છે. તેનો જન્મ ઈ. સ. ૧૭૦૮ માં થયો હતો. બાજીરાવ અને ચીમાજીને બાપની દેખરેખ હેઠળ ઉત્તમ પ્રકારનું લશ્કરી શિક્ષણ મળ્યું હતું વળી ચીમાજી જમાબંધી અને હિસાબ કીતાબ ખાતાંમાં ઘણો પ્રવિણ હતો. આ બંને ભાઇઓનો એક બીજા પર ઘણો જ પ્રેમ હતો. બાજીરાવે ચીમાજીને ગુજરાતમાં ચોથાઈ અને સરદેશમુખીના હક્કો મેળવવા માટે ૧૭૨૯ માં મોકલ્યો. ગુજરાતના સુબા સર બુલંદખાનને હરાવી ચીમાજીએ તે હક્કો મેળવ્યા. તેમજ મરાઠા લશ્કર ત્યાં રાખી ઉત્તરમાં મરાઠાનો પગપેસારો કર્યો. ઇ. સ. ૧૭૨૬ માં

ચીમાજી જંજીરાના સીદીસાતાનો પરાજય કરવા કોકણમાં ગયો અને ઉંદેરી આગળ તેનો પરાજય કર્યો. આથી હબસી સરદારો મરાઠાઓને તાબેદાર બન્યા. આ કાર્યથી ચીમાજીએ અપૂર્વ યશ મેળવ્યો. હિંદુઓની ધર્મની મુશ્કેલીઓ દૂર કરવા અને વસાઇ પ્રાંતમાંથી પોર્ટુગીઝોની સત્તા દૂર કરવા ચીમાજીએ તારાપુર, દહાણુ વગેરે જગ્યાઓ કબજે કરી અને ૧૭૩૯ માં વસાઇના કિલ્લાને ઘેરો ઘાલ્યો અને મહાન લડાઇને અંતે તેનો કબજો મેળવ્યો.

ચીમાજી સ્વભાવે વિચારી, મળતાવડો અને શાણો હતો. બીજાનું મન ન દુઃખવતાં યુક્તિથી કામ કરી લેવાની આવડત તેનામાં હતી બાજીરાવ પર તેનો અંકુશ હતો. તે બાજીરાવ અને બીજા મરાઠા સરદારો વચ્ચેનો મતફેર દૂર કરતો. શાહુને પણ ચીમાજીમાં અત્યંત વિશ્વાસ હતો. ઘરગથ્થુ બાબતો, બાજીરાવના પુત્રનું શિક્ષણ, નાના સાહેબની રાજ્યવ્યવસ્થા, વિગેરે ચીમાજીની સલાહ પ્રમાણે જ થતાં હતાં. ચીમાજી જેવો વ્યવહારકુશળ તેવોજ બહાદૂર પણ હતો. વસાઇનાં યુદ્ધ દરમ્યાન એક પોર્ટુગીઝ સ્ત્રી કેદ પકડાઇ હતી. તેને ચીમાજીએ સહિસલામત તેના પતિ પાસે પહોંચતી કરી હતી. આ તેનું સ્ત્રીઓ પ્રત્યેનું માન અને મનનું મોટાપણું બતાવે છે. તેના મુત્સદ્દીપણાથી જ નાના સાહેબને પેશ્વાઇપદ સહેલાઇથી મળ્યું. આ વસાઇનો વીર ૧૭ મી ડીસેંબર ૧૭૪૦ ને દીવસે મરણ પામ્યો હતો.

**મલ્હારરાવ હોલ્કર:**—ઈ. સ. ૧૬૯૩ માં મલ્હારરાવનો જન્મ પૂના જીલ્લામાં થયો હતો. પોતાના મામાની મારફતે તે મરાઠી લશ્કરમાં દાખલ થયો અને બાબાપુરની લડાઇમાં તેણે પોતાની બહાદુરી બતાવી. ઇ. સ. ૧૭૨૮ માં બાજીરાવે તેને બાર પરગણાની જાગીર આપી. ઈ સ ૧૭૩૨ માં માળવાની ચઢાઇમાં તેણે ઘણીજ બહાદુરી બતાવી અને તેથી ઇંદોર વગેરે ભાગનો પટો તેને લખી આપવામાં આવ્યો. તેણે ૧૭૩૮ માં ભોપાળના ઘેરામાં અને ૧૭૩૯ માં વસાઇના ઘેરામાં

ભાગ લીધો હતો. ઇ સ ૧૭૫૧ માં સિંધિયા તથા હોલ્કરે બાદશાહને રોહિલા વિરૂદ્ધ મદદ કરી દીલ્હી દરબારમાં તેણે પ્રવેશ કર્યો. અને રોહિલખંડ, રાજપુતાના વગેરેમાં ચોથ ઉઘરાવવાનો હક મેળવ્યો જાટ લોકોને સિંધિયાએ મદદ કરી આથી સિંધિયા અને હોલ્કર વચ્ચે અણબનાવ થયો. આથી મલ્હારાવે અબ્દેઅલી વિરૂદ્ધ સિંધિયાને મદદ કરી નહિ. આ યુદ્ધમાં સિંધિયા મરાયો. ઇ સ. ૧૭૬૧ સુધી મલ્હારરાવ ઉદાસીન રહ્યો. પાણિપતનાં ત્રીજાં યુદ્ધમાં તેણે નાસી જનાર લોકોને બચાવવાનું અને પેશ્વાનાં બૈરાંછોકરાંને સહિસલામત પાછાં લઇ જવાનું કામ કર્યું. પરંતુ તે પાણિપતનાં મેદાનમાં દ્રઢતાથી ઉભો રહ્યો નહિ તે માટે માધવરાવ તેના પર ગુસ્સે થયો. લડવૈયા તરીકે તે હોંશિયાર હતો છતાં છાપા મારી લડવામાં તે માનતો હતો. તે સ્વાર્થી હતો. દુરદેશીપણું અને સાવધાનતાના ગુણો તેનામાં તરી આવતા હતા. પાનિપતના યુદ્ધમાં મુખ્ય સરદારો મરાયા પછી મલ્હારરાવ ઉત્તર હિંદમાં એકલો જ બાકી હતો. તે ઈ. સ. ૧૭૬૬ માં મરણ પામ્યો.

ધનાજી જાધવ:—ધનાજી જાધવનો જન્મ ઈ. સ. ૧૬૫૦ માં થયો હતો. તેને નાનપણથી જ લશ્કરી તાલીમ મળી હતી આથી તે એક બાહોશ સેનાપતિ થયો ઈ. સ ૧૬૭૪ માં વિજાપુર સાથેના યુદ્ધમાં તેણે પોતાનું બળ બતાવ્યું. અને સાવનૂરની લડાઇમાં પોતાનાં શૌર્યથી શિવાજીની પ્રીતિ સંપાદન કરી. શિવાજીનાં મરણ પછી શંભાજી અને ધનાજીએ મહારાષ્ટ્ર અને કર્ણાટકમાં ભટકીને મોગલોને કાયર કર્યા. મોગલોના મુલક ઉજ્જડ કરીને ચોથ અને સરદેશ મુખી ઉપરાંત ઘાસ દાણા પણ તેણે વસુલ કર્યા. ઇ. સ. ૧૬૯૫ માં ધનાજી મુખ્ય સેનાપતિ થયો. ધનાજીથી મોગલો ઘણા જ ડરતા. તે શાહુના પક્ષમાં ભળ્યો હતો. શાહુએ તેને સેનાપતિનું અને વસુલાત ઉઘરાવવાનું કામ સોંપ્યું. તેની યુદ્ધ પદ્ધતિ અને સાહસ બીજાંને અચંબો પમાડે એવાં હતાં. તે ઈ. સ. ૧૭૦૮ માં મરણ પામ્યો.

---

# મરાઠા અમલ દરમ્યાન થયેલાં અગત્યનાં યુદ્ધો.

| નં. | લડાઇનું સ્થળ. | સમય. | કયા કયા પક્ષો વચ્ચે. | લડાઇનાં કારણો. | લડાઇના પરિણામો. |
| --- | --- | --- | --- | --- | --- |
| ૧ | ઉદ્ગીર | ૧૭૬૦ | મરાઠા અને નિઝામ | અહમદનગરનો કબજો લેવા માટે નિઝામે મરાઠા પર ચઢાઇ કરી કારણ તે વખતે મરાઠાઓની સ્થિતિ અસ્ત વ્યસ્ત હતી. | નિઝામ હાર્યો. બીજાપુર, દોલતાબાદ અને ઔરંગાબાદ વગેરે કિલ્લા મરાઠાને મળ્યા. |
| ૨ | પાણીપતનું ત્રીજું યુદ્ધ | ૧૭૬૧ | મરાઠા અને અહમદશાહ અબ્દાલી | ઉત્તરના મુસલમાન રાજ્યોને ભય તથા રાઘોબાએ પંજાબમાં લાહોર સર કરી અબ્દાલીના પુત્રને નસાડી મુક્યો હતો. | મરાઠાઓની હાર. મરાઠી સામ્રાજ્યને ફટકો. ઘણા સરદારો નાશ પામ્યા. |
| ૩ | ચેરકુલી | ૧૭૬૯ | હૈદરઅલી અને મરાઠા | હૈદર ખંડણી ભરવાનું વચન પાળતો ન હતો. | હૈદર હાર્યો. ખંડણી ભરી. |
| ૪ | પહેલો મરાઠા વિગ્રહ | ૧૭૭૫-૮૨ | અંગ્રેજો અને મરાઠા (હેસ્ટીંગ્સના વખતમાં) | રાઘોબાને પેશ્વા થવું હતું. | અંગ્રેજોની જીત અને તેમને સાષ્ટીનો ટાપુ મળ્યો. રાઘોબાને વર્ષાસન. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫ | ખર્ડાની લડાઇ | ૧૭૯૫ | મરાઠા અને નિઝામ | ચઢેલી ખંડણી નિઝામે ન આપી. | નિઝામ હાર્યો અને ખંડણી ભરી આપી. |
| ૬ | વસાઇનો કરાર | ૧૮૦૨ | બાજીરાવ બીજો અને અંગ્રેજો | હોલકર અને સિંધિયાએ પૂના પર સ્વારી કરી બાજીરાવને હેરાન કર્યો નસાડી મૂક્યો. | બાજીરાવે સ્વતંત્રતા ગુમાવી. વેલેસ્લીની સહાયકારક યોજના સ્વીકારી. મરાઠી સત્તાનો વિનાશ થવા લાગ્યો. |
| ૭ | બીજો મરાઠા વિગ્રહ | ૧૮૦૩-૧૮૦૪ | અંગ્રેજો અને સિંધિયા તથા ભોંસલે | વસાઇનો કરાર. | બંને હાર્યા અને દેવગામ તથા સરજીઅંજનગામની સંધિ. |
| ૮ | ત્રીજો મરાઠા વિગ્રહ | ૧૮૦૪-૧૮૦૫ | અંગ્રેજો અને હોલકર | રજપુતાના પર હોલકરનો હુમલો | હોલકર હાર્યો. પણ સંધિ થઇ અને તેના મુલકો પાછા મળ્યા |
| ૯ | ચોથો મરાઠા વિગ્રહ | ૧૮૧૮ | અંગ્રેજો અને મરાઠા | અંગ્રેજોને મરાઠાઓએ દંડો કાઢવા પ્રયત્ન કર્યો. | અંગ્રેજો જીત્યા. સિંધિયા, હોલકર વગેરે અંગ્રેજોના આશ્રિત થયા. બાજીરાવ પદભ્રષ્ટ થયો અને મરાઠી સત્તાનો સંપૂર્ણ નાશ થયો. |

Published by Jayantilal Vithaldas Bookseller, Shree Harihar Pustakalaya, Tow Road, Surat. & Printed by: Govindji Dayabhai Naik, at Shree Anavil Bandhu Printing Press, Baranpuri Bhagol, Bhajiwali Pole, Surat